**વૈરાગ્ય.** લક્ષણો કથ્યાં છે. દુઃખગર્ભિત વૈરાગ્ય, મોહગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ તેઓએ ગુરૂશ્રી રવિસાગરજી મહારાજ દ્વારા સારી રીતે જાણ્યું–અનુભવ્યું. ગુરૂનાં પાસાં સેવીને તેમણે જીવવિચાર, નવતત્ત્વ, તત્ત્વોના બોલ વગેરેનું સૂક્ષ્મ સ્વરૂપ એવી રીતે ધાર્યું કે જે હૃદયમાં પરિણમીને ઉત્તમ વૈરાગ્યને ઉત્પન્ન કરવામાં સમર્થ થયું. ગુરૂજી પાસે તેઓ દીક્ષાની પ્રાર્થના કરવા લાગ્યા. સ્ત્રીની સાથે લગ્ન કરી સંસાર માંડવાની ઇચ્છાનો તેમણે કેટલાંક વર્ષ પૂર્વે ત્યાગ કર્યો હતો તેથી હવે તેમને સાંસારિક પદાર્થોમાં શુભાશુભપરિણામ ટળવા લાગ્યો. ગુરૂએ તેમને ચારિત્રપાલન દુષ્કર છે ઇત્યાદિ બોધ આપ્યો. જેના મનમાં આત્મિક સુખ પ્રાપ્ત કરવાનો ભાવ-ઉત્પન્ન થયો હોય છે તે કોટિ ગમે દુઃખોને સહન કરી ચારિત્ર પાળવા સમર્થ બને છે. જન્મ જરા મૃત્યુથી ભયંકર એવા આ સંસારમાં કોઈ પણ જાતનું સુખ નથી. બાહ્ય પદાર્થોને અનંતિવાર પૂર્વે ભોગવ્યા અને વતમાનમાં ભોગવતાં સત્યસુખની પ્રતીતિ થતી નથી. મનુષ્ય

**ચારિત્રની રૂચિ.** જીંદગીનો મુખ્યોદ્દેશ સત્યસુખ પ્રાપ્ત કરવું તેજ છે. સંસારમાં કોઈ પણ જીવ કોઈ જાતની પ્રવૃત્તિ કરે છે તેમાં તેનો આશય ખરેખર

સુખ પ્રાપ્ત કરવાનો હોય છે. ક્ષણિક સાંસારિક સુખની પાછળ દુઃખ રહ્યું છે. ભોગોથી રોગનો ભય પાછળ રહે છે. સર્વ ધર્મશાસ્ત્રોનો મુખ્યોદ્દેશ સુખ પ્રાપ્ત કરાવવાનો છે. બાહ્ય પદાર્થોના ભોગથી ખરેખરૂં સુખ નથી એવો જ્યારે જીવને અનુભવ થાય છે ત્યારે તે સત્ય સુખ શોધવા પ્રયત્ન કરે છે. રાગાદિ કષાયોથી સત્યસુખ પ્રાપ્ત થઈ શકતું નથી એવો જ્યારે સત્યજ્ઞાન પ્રાપ્ત થતાં અનુભવ આવે છે ત્યારે આત્મા જે ઉપાયોએ રાગાદિ ક્ષીણ થાય એવા ઉપાયો આચરવા પ્રયત્ન કરે છે. રાગદ્વેષનો ક્ષય કરીને આત્માનું સત્ય સુખ પ્રકટાવવા માટે ચારિત્ર સમાન અન્ય કોઇ મહાન્ ઉપાય નથી. શ્રી વીરપ્રભુએ ચારિત્ર અંગીકાર કરી આત્માનું સત્યસુખ પ્રગટાવ્યું હતું. સાંકળચંદને આત્માનું સત્યસુખ પ્રાપ્ત કરવા માટે ચારિત્રની રૂચિ ઉત્પન્ન થઈ. જેના મનમાં ચારિત્ર ગ્રહવાની ઇચ્છા થાય છે તે આત્માને ધન્ય છે. સાંકળચંદની પ્રતિદિન ચારિત્ર લેવાની ઇચ્છા અત્યંત દ્રઢ થવા લાગી. ચારિત્ર લેવા માટે તેમણે અનેક અભિગ્રહો ધારણ કર્યા. પોતાના કુટુંબીઓને ચારિત્ર લેવાની ઇચ્છા જાહેર કરી. ચારિત્ર પોતાનાથી બરાબર પળશે કે કેમ? તેની તુલના તેમણે સ્વશક્તિથી કરી. આત્મોદ્ધાર કર્યા વિના કદાપિ સર્વ દુઃખોનો અંત આવવાનો નથી એમ તેમણે દ્રઢ નિશ્ચય કર્યો. તેમના સગાંઓએ તેમને સંસારમાં રાખવા

અનેક ઇષ્ટ લાલચોથી લલચાવ્યા પણ તેઓ કોઇ લાલચથી ડગ્યા નહિ. તેમનો વૈરાગ્ય પ્રવાહ પૂરજોશથી દરરોજ વધતો હતો. તેમણે અન્તે સ્વકુટુંબની દીક્ષા ગ્રહણ કરવા અનુમતિ મેળવી અને ગુરૂશ્રી રવિસાગરજી મહારાજને દીક્ષા માટે અત્યંત પ્રાર્થના કરી. ગુરૂએ સાંકળચંદને દીક્ષાર્થે યોગ્ય જાણી હા પાડી તેથી સાંકળચંદને અત્યંત આનન્દ થયો. દીક્ષા આપવાનું મહેસાણામાં સંવત્ ૧૯૪૩ ના વૈશાખ સુદિ છઠનું ઠર્યું. આ પ્રસંગે સુરતના શ્રાવક ફુલચંદભાઇ કે જેમણે શ્રી રત્નસાગરજીનાં પાસાં સેવી વૈરાગ્ય પ્રાપ્ત કર્યો હતો તેમણે પણ ગુરૂશ્રી પાસે આવી દીક્ષા લેવા વિજ્ઞપ્તિ કરી. ગુરૂશ્રીએ તેમની વિજ્ઞપ્તિનો સ્વીકાર કર્યો. મહેસાણાના શ્રાવકોએ અષ્ટાહ્નિકા મહોત્સવ પ્રારંભ્યો. બન્નેનાં વાયણાં શરૂ થયાં. સંઘમાં બન્ને પુરૂષની દીક્ષાથી આનન્દ વ્યાપી રહ્યો. દરરોજ ગુરૂશ્રીના વ્યાખ્યાનથી લોકોમાં ધર્મની રૂચિ વધવા લાગી. ગુરૂ શ્રી રવિસાગરજીએ સંવત્ ૧૯૪૩ ના વૈશાખ સુદિ ૬ ના રોજ બન્નેને સુમુહૂર્તયોગે દીક્ષા આપી. ફુલચંદભાઇનું નામ **ભાવસાગરજી** રાખવામાં આવ્યું, અને સાંકળચંદનું નામ **સુખસાગરજી** પાડવામાં આવ્યું. સં. ૧૯૪૩ ની સાલનું ચોમાસું મહેસાણામાં કર્યું. ગુરૂની સાથે **સુખસાગરજી** તથા **ભાવસાગરજીએ**

**દીક્ષા.**

સં. ૧૯૪૪ સાલનું ચોમાસું માણસામાં કર્યું. સંવત્ ૧૯૪૫ ની સાલનું ચોમાસું શ્રી વિજાપુરમાં કર્યું. શ્રી રવિસાગરજી મહારાજની કૃપાથી વડસમાના શ્રાવક ગગલભાઈએ બે માસના ઉપવાસનું તપ કર્યું તેથી વિજાપુરની આજુબાજુના ગામોના સંઘો વાજતે ગાજતે દર્શન કરવા આવ્યા તેથી વિજાપુરમાં ચોથા આરાના જેવી શોભા થવા લાગી. વિજાપુરમાં અનેક જાતની તપશ્ચર્યાઓ થઈ. સંવત્ ૧૯૪૬ ની સાલનું ચોમાસું ગુરૂની સાથે મહેસાણામાં કર્યું. સં. ૧૯૪૭ ની સાલનું ચોમાસું, પાટણમાં શેઠ નગીનદાસ ઝવેર, ખૂબચંદ વગેરે શ્રાવકોના આગ્રહથી કર્યું. પાટણના ચોમાસામાં અનેક જીવોને પ્રતિબોધ દેઈ લાભ આપ્યો. પાટણના શ્રાવકોએ ગુરૂ મહારાજની અત્યંત પ્રેમભાવે ભક્તિ કરી સ્વજન્મ સફળ કર્યો.

**ગુરૂની સાથે વિહાર ચોમાસાં.**

સંવત્ ૧૯૪૮ ની સાલથી સંવત્ ૧૯૫૪ સુધી વૃદ્ધપણામાં જંઘાબળ ક્ષીણ થવાથી શ્રી રવિસાગરજી ગુરૂએ મહેસાણામાં ચોમાસાં કર્યાં. દોશી નાગરભાઈ, ઘહેલાભાઈ, કરમચંદ અને નગરશેઠ વસતાચંદ વગેરે મહેસાણાના આગેવાન ગૃહસ્થ શ્રાવકોએ ગુરૂવર્ય્ય શ્રી રવિસાગરજી મહારાજની સેવા ભક્તિમાં બાકી રાખી નહિ. ગુરૂશ્રી સુખસાગરજીએ સ્વગુરૂ રવિસાગરજી

મહારાજની વિનયભક્તિસેવામાં મન, વચન, કાયાની શુદ્ધિથી પ્રવૃત્તિ કરી. ગુરૂની સેવા કરનાર મુનિ આહારી છતાં દરરોજ ઉપવાસનું ફળ પ્રાપ્ત કરે છે. વૈયાવચ્ચગુણ અપ્રતિપાતી છે. આ દૃષ્ટાંતના આદર્શ મુનિ શિષ્ય શ્રી સુખસાગરજી થયા. ગુરૂસેવામાં મુક્તિના મેવા છે એમ તેમણે અનુભવ કરી નિષ્કામ ભાવથી ગુરૂની સેવા કરવા માંડી.

**ગુરૂસેવા.**

વૃદ્ધાવસ્થામાં માંદગીના સબબે ગુરૂ માટે લાવેલો આહાર કે જે આહાર શેષ રહેલો તે સ્વયં આહરી જતા. ગુરૂજી જે પાત્રમાં લઘુશંકા કરે તે પાત્ર પોતે ઝોળીમાં ઘાલીને બહિર્ પરઠવવાની વ્યવસ્થા કરતા. ગુરૂની આજ્ઞા પ્રમાણે તે જે જે કથતા તે પ્રમાણે શ્રી સુખસાગરજી વર્તતા હતા. નિષ્કામભાવથી ગુરૂસેવા કરતાં અને તેમની આશીઃ મેળવતાંજ સત્યજ્ઞાનની પ્રાપ્તિ અને ચારિત્ર વધે છે એવું તેઓ સારી રીતે જાણતા હતા. ગુરૂની વૃદ્ધાવસ્થામાં તેમની સેવા કરી તેમનો અનુભવી ઉપદેશ દરરોજ શ્રી સુખસાગરજી શ્રવણ કરી હૃદયમાં ધારતા હતા તેથી તે ઉપદેશ ખરેખર તેમના હૃદયમાં ઉંડો પરિણમી જતો હતો. ગુરૂસેવા કરતાં આત્માની સત્ય પ્રગતિ થાય છે એમ અનેક શાસ્ત્રોમાં કથવામાં આવ્યું છે તે અક્ષરેઅક્ષર સત્ય છે. શ્રી મયાસાગરજીનો અનુભવ શ્રી નેમિસાગરજીએ લીધો હતો અને શ્રી

નેમિસાગરજીનું અનુભવ જ્ઞાન, શ્રી રવિસાગરજીએ પ્રાપ્ત કર્યું હતું. સેવાના બળે સર્વ શાસ્ત્રો અને આચારોના સારરૂપ જે અનુભવજ્ઞાન શ્રી રવિસાગરજી ગુરૂએ પ્રાપ્ત કર્યું હતું તે જ્ઞાન પ્રાપ્ત કરવાનું સૌભાગ્ય ખરેખર ગુરૂશ્રી સુખસાગરજીને પ્રાપ્ત થયું. **महतां सेवा सदैव सफला** મહન્તોની સેવા સદા સફળ હોય છે. ગુરૂની સેવાથી જે પ્રાપ્ત થાય છે તે અન્ય કશાથી પ્રાપ્ત થતું નથી. ગુરૂશ્રી રવિસાગરજીએ પ્રેમથી આકર્ષાઈ શ્રીસુખસાગરજીને અનેક પ્રકારના અનુભવો આપ્યા તેથી તેમનું હૃદય દિવ્ય

**અનુભવ.**

બન્યું. દિવ્યહૃદય જ્યાંસુધી થાય નહિ ત્યાંસુધી અનુભવ પ્રાપ્ત થયો એમ કથી શકાય નહિ. હૃદયમાં અનુભવ થવાથી આન્તરચારિત્રની દૃઢ ભૂમિ થાય છે. **ગુરૂઓ પાસેથી જે જે બાબતોના અનુભવો મળે છે તે જીવ** 

**શાસ્ત્રો છે.** ઉચ્ચ સદ્વર્તન માટે અનુભવની ખાસ ... શુદ્ધ
શ્રી રવિસાગરજી ગુરૂની સત્તોત્તર **...ણાણદં**
સુડતાલીશ વર્ષનો દીક્ષાપર્યાય **...હિરા भावा सव्वेसंजोग**
અનેક વૃદ્ધ સાધુઓ, શ્રી આત્મા શાશ્વત છે. જ્ઞાનદર્શન
અનેક ધર્મચર્ચાઓ અને થી ભિન્ન શરીરાદિ બાહ્ય ભાવો છે
અનુભવ્યું હતું. દ્રવ્ય થએલા છે. તેમાં હું નથી અને તે
અનુભવ્યું હતું. તેથી જ્ઞાનજ્યોતિ અનન્ત છે. પરમાત્માની

સાથે આત્માની એકતા તેમણે ધ્યાનમાં કરી દીધી તેથા તેઓ અત્યંત ધ્યાનમાં સ્થિર જણાયા. કેટલીક મિનિટો પશ્ચાત્ તો તેમણે આંખો મીચી દીધી અને ધ્યાનમાં લીન થઈ ગયા. લેખકે તથા અન્યોએ ગુરૂશ્રી નજીક બેસી નમસ્કાર મંત્રના ઘોષનો પ્રારંભ કર્યો. એક તરફ તેઓશ્રી આત્મધ્યાનમાં મશગુલ થયા અને બીજી તરફ આયુષ્ય કર્મની પૂર્ણતા થવાના પ્રસંગથી શરીર ઠંડુ પડવા લાગ્યું. ગુરૂશ્રી આત્મધ્યાનના ઉપયોગમાં રહ્યા અને તત્સમયે આયુષ્યકર્મની પૂર્ણતાએ શરીરમાંથી આત્મા છૂટયો. ગુરૂશ્રીએ અન્ય શુભગતિમાં ભવિષ્યની પરિપૂર્ણ ઉન્નતિ કરવા પ્રયાણ કર્યું. ગુરૂશ્રી અન્ય શુભગતિમાં પહોંચ્યા. ભક્તજૈનો ગુરૂશ્રીના પવિત્ર શરીરનો અગ્નિસંસ્કાર કરવાની સામગ્રી સજવા લાગ્યા.

**ગુરૂએ દેહોત્સર્ગ કર્યો. તેના સમાચાર અને દેહની અગ્નિ સંસ્કાર ક્રિયા.**

મેહસાણાના સંઘે શહેરો શહેર અને ગામોગામ કે જ્યાં ગુરૂ મહાત્માના રાગી શ્રાવકો વગેરે રહેતા ત્યાં તાર કરાવ્યા. અમદાવાદથી શેઠ વીરચંદભાઇ દીપચંદ કે જે મહારાજના પૂર્ણરાગી શ્રાવક હતા તે. ઝવેરી મોહનલાલ મગનલાલ વગેરેની સાથે આવી પહોંચ્યા. માણસા, પાટણ, ચાણસમા, પાલનપુર, પેથાપુર, અમ-

દાવાદ વગેરે તથા આજુબાજુના ગામડાઓમાંથી ઘણા જૈનો છેલ્લી વખતનાં ગુરૂશ્રીનાં પવિત્ર શરીરનું દર્શન કરવા આવ્યા. મેહસાણામાં સાત આઠ હજાર શ્રાવકો ભેગા થયા. ગુરૂશ્રીનાં શરીરને એક વાગ્યાના આશરે પાલખીમાં પધરાવવામાં આવ્યું. ત્યાં મળેલા સર્વ જૈનોની આંખોમાંથી અશ્રુની ધારાઓ વહેતી હતી. શેઠ વીરચંદ દીપચંદે પહેલીવાર પાલખી ઉપાડી ત્યાર-બાદ અન્ય અગ્રગણ્ય જૈનોએ પાલખી ઉપાડી. અન્ય દર્શનીઓ કે જે ગુરૂશ્રીના ગુણાનુરાગી હતા તેઓ સર્વે તેમના શરી-રનું દર્શન કરવા આવ્યા. ચૌટામાંથી દક્ષિણ દિશાએ પાલ-ખીને લઈ જવા માંડી. હજારો જૈનો જયજય નંદા અને ભદ્રા શબ્દથી મહાઘોષ કરવા લાગ્યા. દક્ષિણ દિશાએ લાટીમાં નિર્ણય કરેલાં સ્થાનમાં શરીરનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અને ત્યાંની જગ્યા સંઘે વેચાણ લીધી. ત્યાં મોટી દેરી બંધાવી. સં. ૧૯૫૬ ના માગશર સુદિ છઠના રોજ ગુરૂશ્રી રવિસાગરજી મહારાજની પાદુકાની પ્રતિષ્ઠા કરવામાં આવી તત્સમયે ત્યાં સાત આઠ હજાર જૈનો ભેગા થયા હતા.

**ગુરૂ વિયોગ.**

શ્રી સુખસાગર ગુરૂજીને ગુરૂનો વિયોગ અત્યંત શાલવા લાગ્યો. ગુરૂ વિના શિષ્યના હૃદયમાં જેવી દશા ઉત્પન્ન થાય છે તેવી તેમના હૃદયમાં થઈ. ગુરૂના શરીરના

અભાવે તેઓ ગુરૂની આજ્ઞાઓને સ્મરણ કરવા લાગ્યા અને અત્યંત વૈરાગ્ય ભાવે ચારિત્રની આરાધના કરવા લાગ્યા. જ્ઞાનીને ગુરૂવિયોગ પણ વૈરાગ્યાદિ હેતુ રૂપે પરિણમે છે. ગુરૂના ઉપદેશ પ્રમાણે તેઓ દરરોજ ધર્મમાં પ્રવૃત્તિ કરવા લાગ્યા. ગુરૂભક્તિયોગે તેઓએ ગુરૂની દેરી બંધાવવા સંબંધી ઘટતો ઉપદેશ આપ્યો. સંવત્ ૧૯૫૪ની સાલનું ચોમાસું મહેસાણામાં કર્યું અને આત્મહિત પ્રવૃત્તિમાં વિશેષતઃ ઉદ્યુક્ત થયા.

**વિહાર.**

ચોમાસું પૂર્ણ થતાં તેઓશ્રીએ પેથાપુરના શેઠ રવચંદ ગાંધીએ કાઢેલા સિદ્ધાચલ યાત્રાના સંઘની સાથે વિહાર કરી સિદ્ધાચલ-ગિરનાર વગેરે તીર્થોની યાત્રા કરી. કાઠીઆવાડમાં વિહાર કરી સમાગમમાં આવનાર અનેક મનુષ્યોને ધર્મોપદેશ આપી ધર્મ માર્ગમાં દૃઢ કર્યા. લીંમડી, વીરમગામ, રામપુરા, ભોયણી અને જોટાણા થઈ તેઓશ્રી પાલણપુર પધાર્યા. પાલણપુરના શ્રાવકોએ ગુરૂ સેવાકારક શ્રી સુખસાગરજી મહારાજના પર અત્યંત પ્રેમ ધારણ કર્યો. સાગરસંઘાડાના શ્રાવકોએ ગુરૂશ્રી સુખસાગરજી મહારાજને ચોમાસું કરવા વિજ્ઞપ્તિ કરી. સં. ૧૯૫૫ ના વૈશાખ માસમાં મુનિરાજશ્રી ભાવસાગરજી મહારાજે જોટાણા પાસેના 'તેલાવી ગામમાં દેહોત્સર્ગ કર્યો તેથી તેમના શિષ્ય ન્યાયસાગરજીને પાલણપુરના શ્રાવકોએ શ્રીભાવસાગર-

જીની આજ્ઞા પ્રમાણે શ્રી સુખસાગરજી પાસે તેડી લાવ્યા. શ્રીમાન્ ભાવસાગરજી મહારાજે દેહોત્સર્ગ સમયે શ્રી સુખસાગરજી મહારાજની આજ્ઞામાં રહેવા માટે ન્યાયસાગરને ભલામણ કરી હતી. ગુરૂ શ્રી સુખસાગરજીએ પાલનપુરમાં ચોમાસું કર્યું. પાલનપુરના જૈનોએ ગુરૂ શ્રી સુખસાગરજી મહારાજની શિક્ષાઓ શ્રવણ કરી તે પ્રમાણે વર્તવા લાગ્યા. ગુરૂમહારાજની ધર્મક્રિયામાં પ્રવૃત્તિ દેખીને શ્રાવકોને અત્યંત રાગ વધવા લાગ્યો. દરરોજ ધર્મક્રિયાઓમાં શ્રાવકો જોડાવા લાગ્યા. ગુરૂશ્રીના સરલ પરિણામથી લોકોની ઉપર ધર્મની અસર થવા લાગી. **"ગુરુવસ્તુ મૌનવ્યાખ્યાનાઃ શિષ્યા સ્તુછિન્નસંશયાઃ"** જેવી ભક્તોની દશા થઈ. ગુરૂકૃપા અને આશીર્વાદ પામેલા ગુરૂના શિષ્યોની જ્યાં ત્યાં પ્રતિષ્ઠાકીર્તિમાં વૃદ્ધિ થયા કરે છે.

**પાલણપુરમાં ચોમાસું સં. ૧૯૫૬.**

ચોમાસું પૂર્ણ થવાથી ગુરૂ શ્રી સુખસાગરજી વિહારની ઇચ્છા કરવા લાગ્યા. પરંતુ પાલનપુરના ભક્ત જૈનોએ ગુરૂશ્રીને મૌન એકાદશીપર્યંત સ્થિરતા કરવા માટે કહ્યું. માગશર માસમાં મેસાણાથી માસ્તર બહેચરભાઇ શિવદાસ પાલનપુરમાં ગુરૂશ્રી સુખસાગરજીને વંદન

**શ્રીમદ્ બુદ્ધિસાગરજીની દીક્ષા.**

કરવા આવ્યા. શ્રી હીરવિજયસૂરિ મહારાજના ઉપાશ્રયમાં ધ્યાન કરતાં તેમને દીક્ષા લેવાનો પરિણામ પૂર્ણ વૃદ્ધિ પામ્યો અને તેથી તેમણે ગુરૂશ્રીને તેજ દિવસે એટલે માગસર સુદિ પાંચમની રાત્રે દીક્ષા લેવાની વિજ્ઞપ્તિ કરી. માગશર સુદિ પાંચમના બપોરે જૈનશાળાની પરીક્ષા લીધા બાદ રાત્રે દીક્ષા લેવાનો નિશ્ચય સંઘે સાંભળ્યો તેથી સંઘને હર્ષનો પાર રહ્યો નહિ. દીક્ષાનું મુહૂર્ત સં. ૧૯૫૭ મૃગશીર્ષ ૬ નું આવ્યું. હાથી, પાલખી, સાબેલ, સહિત ગામ બહાર દીક્ષા લેવાનો વરઘોડો નીકળ્યો અને તેમણે ચઢતે ભાવે ગુરૂશ્રીના હસ્તે દીક્ષા લીધી. તેમનું નામ બુદ્ધિસાગરજી પાડવામાં આવ્યું.

**ચોમાસાં.**

પાલનપુરથી વિહાર કરી ગુરૂજી માઘ માસમાં પાટણ આવ્યા. ત્યાં સુપાર્શ્વનાથના દેરાસરમાં શ્રાવક નગીનદાસ ઝવેરચંદે શ્રી રવિસાગરની પાદુકાની પ્રતિષ્ઠા પર વાસક્ષેપ કરાવ્યો. પાટણથી ગુરૂજી વિહાર કરી ચાણસમા, મુંઢેરા, આજોલ, રાંતેજ, ભોંયણી થઇ અમદાવાદમાં મહોત્સવપૂર્વક પ્રવેશ કરી ખેડા, માતર, વસો, કાવીઠા, બોરસદ, મુજપર, મીયાગામ, ભરૂચ,

**સુરત ચોમાસું સં. ૧૯૫૭**

અંકલેશ્વર, કોસંબા અને સાયણ વગેરે ગામોમાં વિચરી સં. ૧૯૫૭ ના ચૈત્ર માસમાં સુરતમાં પધાર્યા. ન્યાયસાગરજી તથા શ્રીમદ્

બુદ્ધિસાગરજી સાથે ગુરૂજીએ ખેમચંદ મેળાપચંદની વાડીમાં ચોમાસું કર્યું. સાથે શાસ્ત્રી હોવાથી શ્રી બુદ્ધિસાગરજી વગેરેનો મુક્તાવલી આદિ ન્યાયકાવ્ય વગેરેનો અભ્યાસ સારી રીતે થયો. નેમુભાઇની વાડીમાં પન્યાસ સિદ્ધિવિજયજી તથા પન્યાસ ચતુરવિજયજી વગેરે સાધુઓ હતા. ગોપીપુરામાં ઝવેરી ધર્મચંદ ઉદયચંદના ઘર પાસે શ્રીયુત મુનિવર મોહનલાલજી સ્વશિષ્ય પરિવાર સાથે ચોમાસું રહ્યા હતા. સુરતમાં સં. ૧૯૫૭ ના ચોમાસામાં ઉત્સવોની ધામધૂમ ઘણી હતી. તે સાલમાં ચોમાસામાં પન્યાસ શ્રી સિદ્ધિવિજયજીની પન્યાસ પદવી પ્રસંગે સદુપદેશથી શ્રી રત્નસાગરજી જૈન બોર્ડીંગની સ્થાપના થઈ. શ્રીમદ્ બુદ્ધિસાગરજીની વડી દીક્ષા સુરતમાં થઈ. પંચાચાર પ્રપાલનાપૂર્વક ચોમાસું શાંતિથી પૂર્ણ થયું. કાર્તિક વદિમાં ગુરૂશ્રીએ વડોદરા તરફ વિહાર કર્યો. સં. ૧૯૫૮ નું ચોમાસું પાદરામાં થયું ત્યાં અનેક જૈનોને ધાર્મિક પ્રવૃત્તિનો લાભ મળ્યો. સુશ્રાવક વકીલ મોહનલાલ હિમચંદ ભાઇએ મુનિશ્રી બુદ્ધિસાગરજી પાસે આગમસાર, નયચક્ર, અને નવતત્ત્વ વગેરે દ્રવ્યાનુયોગના ગ્રન્થોનો અભ્યાસ કર્યો.

**૧૯૫૮ પાદરામાં ચોમાસું.** મુનિશ્રી બુદ્ધિસાગરજીએ વ્યાખ્યાનમાં ઉપદેશ રત્નાકર વગેરે ગ્રન્થોની વાચના કરી. વકીલ નંદલાલ લલ્લુભાઈ ચુનીલાલ વગેરે અનેક શ્રાવકોને ધર્મબોધની સારી અસર થઇ. અનેક

શ્રાવકો અને શ્રાવિકાઓએ ધર્મકરણીમાં ભાગ લીધો. ચોમાસામાં પ્લેગ ચાલવાથી આસો માસમાં વડોદરાના સંઘના આગ્રહથી ત્યાં વિહાર કર્યો. ચોમાસું પૂર્ણ થયા બાદ ડભોઈ વગેરે સ્થળોની યાત્રા કરીને ગુરૂશ્રી ફાગણ માસમાં વસોમાં આવ્યા. વસોના ગુણી શ્રાવકોએ માસ કલ્પ કરવા વિનંતિ કરી. વસોમાં વડોદરાના એક ગુલાબચંદ નામના ગૃહસ્થને દીક્ષા આપી ગુરૂશ્રીએ ગુલાબસાગર નામના શિષ્ય કર્યા. વસોથી માતર વગેરે થઈ ગુરૂજી સાણંદમાં ચૈત્રમાસમાં સમહોત્સવે પધાર્યા. ત્યાંથી ગોધાવી, ભોંયણી અને ઝોટાણા થઈ ગુરૂજી મેહસાણામાં પધાર્યા અને મેહસાણાના સંઘના આગ્રહથી ન્યાયસાગરજી સાથે મેહસાણામાં ચોમાસું કર્યું અને માણસના સંઘની વિનંતિથી

**૧૯૫૯ તથા ૧૯૬૦નું મેહસાણામાં ચોમાસું**

ગુરૂશ્રીએ શ્રીમદ્ બુદ્ધિસાગરજીને માણસામાં ચોમાસું કરવાની આજ્ઞા આપી. મેહસાણામાં અને માણસામાં ધર્મની પ્રવૃત્તિથી ચોથા આરાના જેવી શોભા દેખાવા લાગી. મેહસાણામાં ગુરૂશ્રીએ દેરાસર વગેરેની સુવ્યવસ્થા સંબંધી સંઘને અનેક શુભ સૂચનાઓ કરી. ઘણા શ્રાવકોને સામાયક આદિ ધર્મ પ્રવૃત્તિમાં જોડયા. સુખશાન્તિથી ગુરૂએ મેહસાણામાં ચોમાસું પૂર્ણ કર્યું. ચોમાસું ઉતર્યા બાદ આજુબાજુના ગામોમાં વિહાર કર્યો અને ગામડાઓના શ્રાવ-

કોને ધર્મમાં પ્રવૃત્તિયુક્ત કર્યા. સંવત્ ૧૯૬૦ નું ચોમાસું સ્વશિષ્ય શ્રી બુદ્ધિસાગરજી સાથે મેહસાણામાં કર્યું તેથી મેહસાણાના સંઘને ગુરૂસેવા ભક્તિનો ઘણો લાભ મળ્યો. તે વખતે બુદ્ધિસાગરજીએ ઉત્તરાધ્યયન સૂત્ર અને ધર્મરત્ન પ્રકરણનું વ્યાખ્યાન કર્યું.

**સં. ૧૯૬૧ નું વિજાપુરમાં ચોમાસું.**

સંવત્ ૧૯૬૧ ની સાલનું ચોમાસું શ્રી વિજાપુરના સંઘના આગ્રહથી વિજાપુરમાં કરવા આવ્યું. ચોમાસા પૂર્વે મહેસાણાના એક ગાંધી શ્રાવકને પ્રતિબોધી ગુરૂજીએ સ્વહસ્તે દીક્ષા આપી શ્રી રંગસાગરજી નામ પાડયું. શ્રી બુદ્ધિસાગરજી, ન્યાયસાગરજી અને રંગસાગરજીની સાથે ગુરૂશ્રીથી વિજાપુરમાં શાંતિથી ચોમાસું કર્યું. શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ ઉત્તરાધ્યયન સૂત્ર કે જે માણસા અને મહેસાણાના ચોમાસામાં વાંચતાં અપૂર્ણ રહ્યું હતું તેનું વ્યાખ્યાન પૂર્ણ કર્યું. અનેક જૈનો તથા જૈનેતરોને વિજાપુરના ચોમાસામાં વ્યાખ્યાનાદિનો લાભ થયો. ચોમાસું પૂર્ણ થયા બાદ શા. વાડીલાલ હરિચંદની બેન પાલીએ કેશરીયાજીનો સંઘ કાઢયો તેની સાથે ગુરૂજીએ શિષ્યો સાથે વિહાર કર્યો. અહમદનગર, રૂપાલ, ટીંટોઇ, શામળાજી, નાગફણા પાર્શ્વનાથ, વિંછીવાડા, અને ડુંગરપુર થઇ કેશરીયાજીની યાત્રા કરી. ત્યાં પંદર દિવસ સુધી સંઘ સાથે રહ્યા પશ્ચાત્ છાણી, પાલ, પોશીના, ઈડર,

દાવડ, આગલોડ અને વિજાપુર થઇ ગુરૂજી પ્રાંતિજમાં પધાર્યા. પ્રાંતિજથી ચૈત્ર માસમાં પેથાપુર પધાર્યા ત્યાં ચૈત્રમાસમાં સાધ્વી. રત્નશ્રીએ દેહોત્સર્ગ કર્યો. પેથાપુરથી નરોડા થઈ સંઘકૃત મહોત્સવપૂર્વક અમદાવાદમાં ગુરૂજીએ

**સં. ૧૯૬૨ અમદાવાદમાં ચોમાસું.**

પ્રવેશ કર્યો. શેઠ લાલભાઇ દલપતભાઈ, શેઠ મણીભાઈ દલપતભાઈ, શેઠ જગાભાઈ દલપતભાઇ અને શેઠાણી ગંગાબેન વગેરે આંબલીપોળના સંઘના આગ્રહથી સ્વશિષ્ય પરિવાર સાથે ગુરૂજીએ અમદાવાદમાં ચોમાસું કર્યું. અમદાવાદના ચોમાસામાં **જ્ઞાનસાર વૃત્તિ** વગેરે ગ્રન્થોનું વ્યાખ્યાન થયું. અમદાવાદના જિજ્ઞાસુ શ્રાવકોને ગુરૂના બોધથી અનેક પ્રકારના ધાર્મિક લાભો મળ્યા. અમદાવાદના ગુણાનુરાગી જિજ્ઞાસુ શ્રાવકોના ઉપર ગુરૂ મહારાજના ચારિત્રની અત્યંત અસર થઈ. ગુરૂશ્રીની ચારિત્ર ક્રિયાની અસર ભવ્ય જીવોપર વિદ્યુત વેગની પેઠે થતી હતી. ગુરૂ મહારાજના ચોમાસાથી અમદાસાગરજીએ ગચ્છાચાર, અધ્યાત્મસાર, જ્ઞાનસાર અને સુદર્શના ચરિત્ર વગેરે ગ્રન્થોનું વ્યાખ્યાન કર્યું. અમદાવાદના ભક્ત શ્રાવકોની શ્રદ્ધા ભક્તિમાં વૃદ્ધિ થઈ. શ્રી અમદાવાદનું ચોમાસું પૂર્ણ થયા બાદ પ્રાંતિજ વગેરે અનેક સ્થળોએ ગુરૂજીએ શિષ્યો સાથે વિહાર કર્યો. પ્રાંતિજમાં એક શ્રાવિકાને દીક્ષા

આપી તેનું **સુમતિશ્રી** નામ આપ્યું. પ્રાંતિજથી પેથાપુર, માણસા, પાનસર વગેરે અનેક સ્થળોએ વિહાર થયો. પાનસરથી કલોલ, કડી, ભોંયણી અને ગોધાવી થઈ ગુરૂશ્રીએ સાણંદમાં ચોમાસું કર્યું. ગુરૂશ્રીએ સાણંદમાં ચોમાસું કર્યું તેથી સંઘમાં આનન્દ છવાઈ રહ્યો.

**સં. ૧૯૬૩નું ચોમાસું સાણંદમાં.**

સાણંદમાં સંઘની વિજ્ઞપ્તિથી સૂયડાંગ સૂત્રનું વ્યાખ્યાન શરૂ કરવામાં આવ્યું તેથી સંઘને જ્ઞાનનો અત્યંત લાભ મળ્યો. પર્યુષણમાં પન્નર વીશ મનુષ્યોએ માસિક તપ કર્યો. તેથી વિશેષ મનુષ્યોએ શ્રાવિકાઓએ પાક્ષિક તપ કર્યો. સોના આશરે શ્રાવિકાઓએ અઠાઈ તપ કર્યો. ૧૯૬૩ની સાલ જેટલી તપશ્ચર્યા સાણંદમાં પૂર્વે કોઈ વાર થઈ નહોતી. સાણંદના સંઘને ૧૯૬૩ના સાધુઓના ચોમાસા જેવું અન્ય ચોમાસું જણાયું નહિ. સાણંદનું ચોમાસું શાન્તિથી પસાર થયું. ચોમાસું પૂર્ણ થયા બાદ ગોધાવી તરફ વિહાર થયો. ગોધાવીથી વિહાર કરી અમદાવાદમાં માસ કલ્પ કર્યો. અમદાવાદમાં અમૃતસાગરજીને માગસર માસમાં દીક્ષા આપવામાં આવી. અમદાવાદથી ગામોગામ ઉપદેશ આપવા પૂર્વક માણસામાં પ્રવેશ કર્યો. ગુરૂશ્રીએ ત્યાં શ્રાવિકાઓને પિસ્તાલીશ આગમનો તપ કરાવ્યો. લોદરામાં વઢવાણના શ્રાવકને દીક્ષા

આપી ઋદ્ધિસાગરજી નામ આપ્યું. લોદરાથી વિહાર કરી રીદરોલમાં માસ કલ્પ કર્યો. રીદરોલથી ગુરૂશ્રીએ ગવાડા તરફ થઈ તારંગાની યાત્રા કરવા વિહાર કર્યો. શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ પણ પાછળથી વિહાર કરી ચૈત્ર શુદિ પૂર્ણિમાના દિવસે તારંગાધિપતિ શ્રી અજીતનાથનાં દર્શન કર્યાં અને ખેરાળુમાં શ્રીગુરૂજીને મળ્યા. એક માસ લગભગ ખેરાળુમાં રહી ઉંઝામાં પ્રવેશ કર્યો અને ત્યાં અમૃતસાગરજીની તથા ઋદ્ધિસાગરજીની વડી દીક્ષાનો ઉત્સવ થયો તે પ્રસંગે ઝવેરી જીવણચંદ ધર્મચંદ તથા ઝવેરી મોહનલાલ મગનલાલ આવ્યા હતા. સુમુહૂર્તે બન્નેની વડી દીક્ષા વિજય પાસે થઈ.

ઉંઝાથી ગુરૂશ્રી વિહાર કરીને મેહસાણે પધાર્યા. મેહસાણાના સંઘના અત્યંત આગ્રહથી ગુરૂશ્રીએ ન્યાયસાગરજી તથા રંગસાગરજી સાથે મેહસાણામાં ચોમાસું કર્યું. મુનિશ્રી બુદ્ધિસાગરજીને ગુરૂમહારાજે માણસાના સંઘના આગ્રહથી માણસામાં ચોમાસું રહેવા આજ્ઞા કરી તે માન્ય કરીને તેઓએ ભોંયણી, કડી, કલોલ, રાંધેજા અને લીંબોદરા વગેરે ગામોમાં ઉપદેશ આપતા આપતા માણસામાં સંઘકૃત મહોત્સવપૂર્વક પ્રવેશ કર્યો. મહેસાણામાં ગુરૂશ્રીએ અનેક પ્રકારના ધાર્મિક સુધારા કરાવ્યા. શ્રી રવિસાગરજી ગુરૂની દેરીની આશાતના ટળે તેવા ઉપાયોનો ઉપદેશ આપ્યો. જ્ઞાન

**સં. ૧૯૬૪ નું મેહસાણામાં ચોમાસું.**

દર્શન ચારિત્રની આરાધનામાં તેઓએ વીર્યોલ્લાસની વૃદ્ધિ પૂર્વક પ્રવૃત્તિ કરી. ગુરૂશ્રી વૃદ્ધાવસ્થામાં આત્માના શુદ્ધ સ્વભાવમાં વિશેષતઃ રમણતા કરવા લાગ્યા. ગુરૂશ્રીના આત્મામાં અલૌકિકરીત્યા ગુણોની ખીલવણી થવા લાગી. વૈરાગ્ય, ત્યાગ, સરલતા, માર્દવતા, નિર્લોભિતા અને નિઃસંગતાદિ ગુણોનો વિશેષતઃ આવિર્ભાવ થવા લાગ્યો. શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ માણસામાં ઉપાસકદશાંગસૂત્ર અને ધર્મરત્ન પ્રકરણ વગેરે ગ્રન્થો વ્યાખ્યાનમાં વાંચીને અનેક ભવ્ય મનુષ્યોને ધર્મની આરાધનામાં ચુસ્ત બનાવ્યા. મેહસાણામાં ગુરૂશ્રીએ સમાધિપૂર્વક ચાતુર્માસપૂર્ણ કર્યું ત્યાંથી તેઓશ્રી ગામો ગામ વિહાર કરતા કરતા અમદાવાદ પધાર્યા. મુનિશ્રી બુદ્ધિસાગરજી પણ ચોમાસું પૂર્ણ થતાં. રીદરોલ, બીલોદ્રા, ડાભલા, મેહસાણા, લીંચ, ભોંયણી, અમદાવાદ, સાણંદ, ગોધાવી, બારેજા, માતર, વસો, ફાવીદા, બોરસદ, આંકલાઇ, ઉમેઠા વગેરે સ્થળે ઉપદેશ દેતા દેતા સં. ૧૯૬૫ ના ફાગણમાસમાં પાદરામાં પધાર્યા. પાદરામાં પાલીતાણાના એક શ્રાવકને દીક્ષા આપી અમૃતસાગરના શિષ્ય તરીકે સ્થાપન કરી વૃદ્ધિસાગર નામ સ્થાપ્યું. પાદરાથી વડોદરામાં મામાની પોળે ઉતર્યા. ત્યાંથી ડભોઇ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયના પાદુકાનાં દર્શન કરવા વિહાર કર્યો. ડભોઇમાં સંઘને વ્યાખ્યાન વગેરેથી પ્રતિ-

ઓધી હોળીનો નિષેધ કરાવી પુનઃ વડોદરામાં પ્રવેશ કર્યો, અને શ્રીમત્ સયાજીરાવ ગાયકવાડના આગ્રહથી લક્ષ્મીવિલાસ પેલેસમાં તેમને ચૈત્ર સુદિ ચોથના રોજ સાક્ષર સભા સમક્ષ એ કલાક પર્યંત ઉપદેશ દીધો અને ત્યાંથી પાદરા, બોસરદ, ખંભાત, વસો, ખેડા, વગેરે ગામોમાં ઉપદેશ દેતા દેતા અમદાવાદમાં ગુરૂમહારાજની પાસે આવ્યા. અમદાવાદમાં જેઠ માસમાં સ્થાનકવાસી સાધુપણાનો ત્યાગ કરીને મુનિશ્રી અમીરૂવિજીએ શ્રીમદ્ બુદ્ધિસાગરજી પાસે સં. ૧૯૬૫ ના જેઠ વદિ અગિયારસના રોજે દીક્ષા અંગીકાર કરી. અને તેમનું અજીતસાગરજી નામ સ્થાપ્યું.

**સં. ૧૯૬૫ અમદાવાદમાં ચોમાસું.**

અમદાવાદમાં ગુરૂ મહારાજની આજ્ઞાથી બુદ્ધિસાગરજીએ વિશેષાવશ્યકની વ્યાખ્યાનમાં વાચના શરૂ કરી તેથી અમદાવાદના શ્રોતા શ્રાવકોને તત્વજ્ઞાનનો અત્યંત લાભ પ્રાપ્ત થયો. શેઠ લાલભાઇ દલપતભાઇ, શેઠ મણિભાઇ દલપતભાઇ, શેઠ જગાભાઇ દલપતભાઇ, શેઠ હીરાચંદ કકલ, શેઠ મોહનલાલ મગનલાલ, હીરાચંદ સજાણજી, શ્રોતા છોટાલાલ લખમીચંદ વગેરે શ્રાવકો તથા શેઠાણી ગંગાબેન, ચંચળબેન, મુક્તાબેન, સરસ્વતીબેન, સૌભાગ્ય બેન અને માણેકબેન, વગેરે શ્રાવિકાઓએ તથા સાધ્વીશ્રી હર્ષશ્રી વગેરેએ વિશેષાવશ્યક શ્રવણ કરવાનો સારો લાભ મેળવ્યો.

અમદાવાદમાં પન્યાસ ભાવવિજયજીની પાસે મુનિ અજીતસાગર જીની વડી દીક્ષા થઇ. ચોમાસું સુખશાન્તિથી પૂર્ણ થયા પશ્ચાત્ સુરતના ઝવેરી જીવણચંદ ધર્મચંદ વગેરે સંઘના આગ્રહથી ગુરૂમહારાજે શ્રી બુદ્ધિસાગરજી વગેરે સાધુઓને સુરત તરફ ચોમાસું કરવા આજ્ઞા ફરમાવી. શ્રીમદ્ બુદ્ધિસાગરજી સ્વશિષ્યો અમૃતસાગર, અજીતસાગર વગેરે સાધુઓની સાથે શત્રુંજયની યાત્રા કરવા પધાર્યા. પાલીતાણામાં અઢાર દિવસ રહ્યા અને શત્રુંજયની પૂર્ણભાવે યાત્રા કરી. પાલીતાણામાં હીરસાગરજીની દીક્ષા થઇ. પાલીતાણાથી, વળા, ધોલેરા, ખંભાત, પાદરા, દરાપુરા, પાલેજ, જનોર, જઘડીયા અને કઠોર વગેરે ગામોમાં ઉપદેશ દેવાપૂર્વક સુરત સંઘના કરેલા મોટા ઉત્સવપૂર્વક સુરતમાં પ્રવેશ કર્યો. સુરતમાં ઉપદેશ આપી ઉન્હાળાની ઋતુમાં એક માસ ડુમસમાં રહી સં. ૧૯૬૬ નું ચોમાસું સુરતમાં કર્યું. ગુરૂમહારાજશ્રી સુખસાગરજીએ પાટણમાં સંઘના આગ્રહથી સાગરના ઉપાશ્રયમાં ચોમાસું કર્યું. પાટણના સંઘને ગુરૂમહારાજના અપૂર્વ બોધથી અત્યંત ધાર્મિક લાભ મળ્યો. ગુરૂભક્ત શ્રી સુખસાગરજી મહારાજના ઉપદેશથી અનેક ધાર્મિક સુધારા થયા. સુરતમાં મુનિશ્રી બુદ્ધિસાગરજીએ મુનિ સંમેલનમાં ભાગ લીધો. અધ્યાત્મસાર,

**સં. ૧૯૬૬ પાટણમાં ચોમાસું.**

સુદર્શના ચરિત્ર વગેરે ગ્રન્થોને વ્યાખ્યાનમાં વાંચીને સુરતના ભવ્ય જૈનોને અત્યંત લાભ આપ્યો. ગુરૂમહારાજ શ્રી સુખસાગરજીએ પાટણમાં ચોમાસું પૂર્ણ થતાં પાલણપુર તરફ વિહાર કર્યો અને ત્યાં ઉપધાન કરાવ્યાં. પાલનપુરથી વિહાર કરીને તેઓશ્રી પાટણમાં પધાર્યા અને ત્યાંથી ચાણસમાના સંઘના આગ્રહથી મહોત્સવપૂર્વક ચાણસમામાં પ્રવેશ કરી ત્યાં ચોમાસું કર્યું. ગુરૂમહારાજની આજ્ઞાથી શ્રી બુદ્ધિસાગરજી વગેરે સાધુઓએ મુંબાઈ તરફ વિહાર કર્યો અને સં. ૧૯૫૭ ના માઘ સુદિ પૂર્ણિમાના રોજ મુંબાઈમાં સંઘના મોટા સામઈયા મહોત્સવપૂર્વક પ્રવેશ કર્યો. ગુરૂ

**સં. ૧૯૫૭નું ચાણસમામાં ચોમાસું.**

મહારાજની આજ્ઞાપૂર્વક મુંબાઈ સંઘના આગ્રહથી શ્રીમદ્ બુદ્ધિસાગરજીએ મુંબાઈમાં ચોમાસું કરી દશવૈકાલિક વગેરેના વ્યાખ્યાનથી મુંબાઈના શ્રાવકો અને શ્રાવિકાઓને સમ્યગ્ બોધ આપ્યો. ગુરૂમહારાજ શ્રી સુખસાગર મહારાજને ચાણસમામાં શરીરે મહાવ્યાધિ લાગુ પડ્યો પણ તે દવાઓથી શાન્ત થયો. ચાણસમાના શ્રાવકોને ગુરૂમહારાજે પ્રતિબોધ આપી ધર્મમાં સ્થિર કર્યા. ચાણસમાના શ્રાવકોને ગુરૂમહારાજના ચોમાસાથી અપૂર્વ લાભ મળ્યો તે હજી તેમના સ્મરણમાં

તાજો છે. ચાણસમામાં ચોમાસું પૂર્ણ કર્યા પશ્ચાત્ તેઓશ્રી સંખેશ્વરજીની યાત્રા કરવા પધાર્યા. સંખેશ્વરથી ભોયણી તરફ થઈ તેઓશ્રી ગોધાવી થઇ સાણંદમાં શ્રાવિકાને દીક્ષા આપવા પધાર્યા. સાણંદમાં શ્રાવિકાને દીક્ષા આપ્યાં બાદ તેઓશ્રી મહેસાણા પધાર્યા. મહેસાણામાં મોતિલાલને દીક્ષા આપી અજીતસાગરજીના શિષ્ય કર્યા અને તેમનું મહેન્દ્રસાગર નામ સ્થાપ્યું. ત્યાંથી તેઓશ્રી પાટણ પધાર્યા.

**સં. ૧૯૬૮ નું પાટણમાં ચોમાસું.**

પાટણના સંઘના આગ્રહથી પાટણમાં ચોમાસું કરવા નિશ્ચય કર્યો. મુનિશ્રી અજીતસાગરજી સુરતથી વિહાર કરી ગુરૂમહારાજની આજ્ઞા લેઇ સાણંદમાં ગુરૂવર્ય્ય શ્રી સુખસાગરજી મહારાજને આવી મળ્યા અને ગુરૂમહારાજની સાથે વિહાર કરી પાટણમાં ચોમાસું કર્યું. પાટણમાં પન્યાસ ચતુરવિજયજીનું પણ ચોમાસું થયું. ઘણા સાધુઓએ યોગોદ્વહનની ક્રિયાઓ કરી. પન્યાસ ચતુરવિજયજી પાસે ઋદ્ધિસાગરજી તથા અજીતસાગરજીએ કેટલાક સૂત્રના યોગ વહ્યા. ગુરૂ મહારાજશ્રી સુખસાગરજીએ સર્વ સાધુઓની સારી રીતે સંભાળ રાખી. ગુરૂ મહારાજની આજ્ઞાથી મુનિશ્રી બુદ્ધિસાગરજી મુંબાઇથી વિહાર કરી સુરતમાં આવ્યા અને ત્યાંથી વિહાર કરી જઘડીયા, પાલેજ, દરાપુરા, પાદરા, ઉમેટા, બોરસદ, કાવીઠા,

વસો, માતર અને ખેડા વગેરે ગામોગામ વિહાર કરતા અને ઉપદેશ આપતા છતા સં. ૧૯૬૮ ના જેઠ સુદિ ૧૪ ના રોજ શ્રી અમદાવાદમાં આવ્યા અને ગુરૂ મહારાજની આજ્ઞાથી ત્યાં ચોમાસું કરી વ્યાખ્યાનમાં અપૂર્ણ રહેલા વિશેષાવસ્યકનું પાછું વ્યાખ્યાન શરૂ કર્યું તથા ધર્મરત્ન પ્રકરણનું વ્યાખ્યાન શરૂ કર્યું, તેથી શ્રોતાઓને અપૂર્વ લાભ પ્રાપ્ત થયો. ચોમાસું પૂર્ણ થયા બાદ તેમણે સરખેજમાં પાલડીના એક શ્રાવકને દીક્ષા આપી કીર્તિસાગરજી નામ આપી સ્વશિષ્ય તરીકે સ્થાપન કર્યા. પાટણમાં ચોમાસું પૂર્ણ કરીને ગુરૂશ્રી સુખસાગરજીએ સંખેશ્વરજીની યાત્રા કરી અને ત્યાંથી સિદ્ધાચલની યાત્રા કરવા સારૂ પાલીતાણા તરફ વિહાર કર્યો. તે વખતે તેમની સાથે શ્રી રંગસાગરજી, ઋદ્ધિસાગરજી, અને અજીતસાગરજી વગેરે સાધુઓ હતા. વઢવાણ વગેરે ગામોગામ વિચરતા તેઓશ્રી પાલીતાણામાં પધાર્યા અને શરીરની અશક્તિથી મહાકષ્ટે પર્વતપર ચઢી બે યાત્રાઓ કરી પાલીતાણાથી વળા, ધંધુકા, અને કોઠ થઈ તેઓશ્રી સાણંદમાં પધાર્યા. અજીતસાગરજીએ ગુરૂની આજ્ઞાથી ગેરીતાવાળા ડાહ્યાભાઈને રાણપુરમાં દીક્ષા આપી શ્રી બુદ્ધિસાગરજીના શિષ્ય તરીકે સ્થાપન કરી દેવેન્દ્રસાગર નામ આપ્યું. શ્રીમદ્ બુદ્ધિસાગરજી પણ અમદાવાદમાં ચોમાસું પૂર્ણ થતાં શેરીસાની યાત્રા કરી કલોલ થઇ પાનસરની યાત્રા

કરી માણુસા, પ્રાંતિજ, વિજાપુર વગેરે ગામોમાં ઉપદેશ આપતા આપતા ચૈત્ર સુદિ ૧૦ ના રોજ સાણંદમાં શ્રીગુરૂ મહારાજને આવી મળ્યા. ગુરૂનાં મહારાજનાં દર્શન કરી અત્યાનંદ પામ્યા. ગુરૂ મહારાજનું સાણંદમાં શરીર નરમ થવા લાગ્યું. અમદાવાદના સંઘના આગ્રહથી વૈશાખ માસમાં સર્વ શિષ્ય પરિવાર સાથે અમદાવાદમાં સંઘકૃત મહોત્સવ પૂર્વક પ્રવેશ કર્યો. અમદાવાદમાં ધીયા ભોગીલાલને ગુરૂમહારાજે દીક્ષા આપી ઋદ્ધિસાગરના શિષ્ય કર્યા અને ભક્તિસાગરજી નામ સ્થાપ્યું. જેઠ માસમાં ગુરૂમહારાજને જ્વર લાગુ પડયો તેથી શરીર ઘણું નરમ થયું. જેઠ માસથી તેમને

**છેલ્લી માંદગી.**

કાલ જ્વર લાગું પડયો તેથી તેમનું શરીર વિશેષ નરમ દેખાયું. તેમની માંદગી ભયંકર સાંભળી મુંબાઈ, સુરત, પાટણ, મેસાણા, વિજાપુર, માણુસા, સાણંદ, વીરમગામ અને પાલનપુર વગેરે શહેરો તથા ગામોમાંથી હજારો જૈનો દર્શન કરવા આવવા લાગ્યા. માંદગી વધવા લાગી. પેશાબ અને ઝાડો પણ મહાકષ્ટે થવા લાગ્યો, પગે સોજા દેખાવા લાગ્યા અને તેથી વૈદ્યો અને દાક્તરો કથવા લાગ્યા કે હવે મહારાજશ્રી આ માંદગીમાંથી ઉઠી શકે તેમ લાગતું નથી. સાધુઓ અને સાધ્વીઓને પણ એમજ જણાયું કે ગુરૂવર્ય્ય યદિ આ માંદગીમાંથી ઉઠે તો મહાભાગ્ય

સમજવું. અષાડ શુદિમાં વ્યાધિનું જોર વધવા લાગ્યું. અષાડ શુદિ દશમ બારશે પગની ઘુંટી સુધી સોજા દેખાવા લાગ્યા. રામચંદ વૈદ્ય, દલસુખ વૈદ્ય અને માધવલાલ ડાકતર વગેરે કહેવા લાગ્યા કે મહારાજશ્રીની માંદગી ભયંકર છે. તેમના શરીરનો હવે વિશ્વાસ રાખી શકાય તેમ નથી. ક્રિયામાં ઉત્કૃષ્ટ વૈરાગી મુનિવરે મરણ પૂર્વે એક માસ પહેલાં સુધી તો સ્વકીય હસ્તે ગોચરી લાવવાનું મહા ભગીરથ કાર્ય કર્યું હતું. પશ્ચાત્ પોતાની યાદશક્તિની ક્ષીણતાએ શિષ્યોને ગોચરીના આદેશથી પાવન કરતા હતા. અષાડ શુદિ ચતુર્દશીના રોજ તેમનાથી સંઘ સમક્ષ ચાતુર્માસી પ્રતિક્રમણ કરી શકવાની શક્તિ ન હોવાથી તેમને સ્વસ્થાને પ્રતિક્રમણ કરાવવામાં આવ્યું હતું. પ્રતિક્રમણ સમાપ્ત થયા બાદ તેમની પાસે સાધુઓ તથા શ્રાવકો બેઠા હતા. શ્વાસ, ખાંસી અને ઝાડાની પીડા છતાં તેઓ આત્મામાં સ્વાસ્થ્ય ભોગવતા હતા. વૈરાગ્યનાં પદો તથા અન્ય કંઈ આગમ જ્ઞાનની ચર્ચા વગેરેનું શ્રવણ કરતા હતા. રોગથી શારીરિક ગ્લાનિ થયા છતાં તેમના મનમાં આર્તધ્યાનાદિની ગ્લાનિએ વાસ કર્યો ન હતો, એમ સ્પષ્ટ ભાસતું હતું. તેમની પાસે કેટલાંક છાપેલાં પુસ્તકો હતાં, તે સાધુઓને ખપ પ્રમાણે આપી દીધાં હતાં. પોતાની પાસે જે કંઈ વસ્ત્ર હતાં તે પણ સાધુઓને આપવા લાગ્યા. સંથારા

સંબંધી કેટલીક બાબતોની મને (લેખકને) ભલામણ કરવા લાગ્યા. પરભવમાં જવાની તૈયારીઓની તેમને જાણે ખબર પડી હોય તેમ તેઓએ જાહેર કર્યું. આ વખત માંદગીમાંથી તેઓ બચશે નહિ એમ મને પણ કંઈ સ્ફુરણ થવા લાગ્યું. આ વખતે માંદગીથી ગુરૂ મહારાજશ્રીનું શરીર લેવાઈ ગયું હતું. આવી સ્થિતિમાં પણ તેઓશ્રી રાત્રે દશવૈકાલિકની ગાથાઓનું હળવે હળવે ગોખીને મનન કરતા હતા, અને મને તેઓશ્રી તેનો અર્થ કરવા સૂચવતા હતા.

અષાડ સુદિ ચૌદશની રાત્રીના લગભગ બાર વાગી ગયા હતા. હું તથા બે બીજા સાધુ જાગતા હતા. તેમની સ્થિતિ આવા પ્રકારની દેખીને તથા તેમનું ચારિત્ર્ય હૃદય આગળ તરી આવવાથી ગુરૂ પ્રીતિના યોગે મારા મનમાં કંઈ લાગી આવ્યું, અને તેથી છાતી ભરાઈ આવી. આવા ગુરૂ મહારાજનો વિયોગ અરે સહેવો પડશે. ગુરૂ માથે હોય છે ત્યારે શિષ્યની માનસિક દશા જે હોય છે, તે શિષ્ય જ જાણવા સમર્થ બને છે. ગુરૂશ્રીએ શબ્દોદ્વારા મ્હારા હૃદયનો ઉછાળો જાણી લીધો, અને મને શાંત કરવા આશ્વાસન આપી કથવા લાગ્યા કે—"તું કેમ દિલગીર થાય છે, તને શોક કરવો ઘટતો નથી, સર્વજીવો જન્મે છે અને મરે છે, ભવમાં કર્મના યોગે સર્વ જીવો જન્મ, જરા અને મરણની રેંટમાળમાં ફર્યા કરે છે. ઈન્દ્રો,

ચક્રવર્તિઓ અને તીર્થંકરો જેવા પણ બચતા નથી તો તારો અને મારો તો શો ભાર! કાળ કોઇને છોડનારનથી. મોહની ઘેંનમાં ઉંઘેલું જગત્ કાળનો ભય ન ગણે તેથી કાળ કંઈ તેનો નાશ કરવા બાકી રાખતો નથી. સર્વને જવાનું છે, કોઈ આ વિશ્વમાં અમર રહેવાનો નથી. અમૂલ્ય એવો મનુષ્ય જન્મ પામીને ધર્મની આરાધના કરવી તેજ સારભૂત છે. મનુષ્યત્વ, શુચિ શ્રદ્ધા, સંયમ અને ચારિત્રમાં વીર્ય સ્ફોરવવું એ ચાર વસ્તુઓ દુર્લભ છે એમ શ્રી વીરપ્રભુએ કથ્યું છે, માટે એ ચાર વસ્તુઓની સામગ્રી પામીને જો પ્રમાદ કરવામાં આવશે તો ભવચક્ર-માંથી છુટી શકાશે નહિ. આ જગતમાં તેજ જીવ્યો ગણાય કે જેણે આ ચાર બાબતોમાં સ્વજીવન પૂર્ણ કર્યું હોય. આ સંસારમાં જન્મીને ધર્મમાં જીવન ગાળવાની જરૂર છે. પરની પંચાતમાં ન પડતાં પોતાના કલ્યાણ પ્રતિ વિશેષ લક્ષ દેવું જોઇએ. આ કલિકાળમાં ગુણને ગ્રહણ કરનારા અલ્પ જીવો હોય છે. અન્યને ઉપદેશ પૂર્વે પોતાના આત્માનું દ્વેષાદિકમાં પરિ-ણમન ન થાય એ ખાસ સ્મૃતિમાં રાખવું. ચાર કષાયો ખરેખર જીવોની પાછળ લાગ્યા છે તેથી તેઓને સત્યનો ઉપદેશ સુપુ-ણ્યોદય વિના અસર કરી શકે તેમ નથી. પામરજીવો ધર્મનું પરમરહસ્ય સમજી શકતા નથી અને તેથી તેઓ ધર્મના ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળા થતાં નથી. તેઓ વ્યાવહારિકદષ્ટિએ ધર્મને

પણ એક જાતનો સ્વાર્થ સાધક ઉપાય અવબોધે છે. કાળની ગતિ ગહન છે. એક ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કરવો. પ્રમાદ એ પોતાનો આન્તરિક શત્રુ છે. ધર્મનાં આવશ્યક કર્મોમાં પ્રવૃત્ત થઇને પ્રમાદનો ત્યાગ કરવો. મેં તેમને કહ્યું કે આપશ્રીએ સારી રીતે ચારિત્રને આરાધ્યું છે, તેના ઉત્તરને ગુરૂશ્રીએ જણાવ્યું કે ગુરૂની કૃપાથી જે કંઇ પળાય તે પાળ્યું છે. કેવલી ભગવાન્ સ્વીકારે તે ખરૂં. પૂર્વ પુરૂષોની આગળ આપણે શા હિસાબમાં ? ભગવાનની જે જે અંશે આજ્ઞા પળાઇ હોય તે તે અંશે સારૂં. આવા તેમના સાદા લઘુતામય શબ્દોથી તેમના આત્માની આન્તરિકદશાનો ઉચ્ચ ખ્યાલ સહેજે જણાઇ આવે છે. પૂર્વ પુરૂષોની આગળ મારા જેવા પામરની ગણતરી શી ? વીતરાગ ભગવાનની આજ્ઞાની પ્રાપ્તિ થાઓ." આ તેમના મુખમાંથી રાત્રે વાતચિત કરતાં પ્રસંગોપાત્ત હૃદયોદ્‌ગારો નીકળતા હતા. તેમણે કૃપા કરીને હળવે હળવે ઉપદેશામૃત વહેવરાવતાં જણાવ્યું કે "મનુષ્ય જીવનમાં ઘણાં વિઘ્નો છે, પડવાનાં ઠેકાણાં ઘણાં છે, ચડવાનાં સ્થાનો થોડાં છે. અર્થાત્ પ્રમાદયોગે આત્મોન્નતિના હેતુઓ તરફ લક્ષ્ય આપીને મોક્ષ માર્ગમાં આગળ વધવું એ દુષ્કર કાર્ય છે. માટે આત્મકલ્યાણ પ્રતિ વિશેષ લક્ષ દેવું. વિકથાઓથી પડવાનું થાય છે. સાધુ ધર્મનું પાલન કરવું હોય તો કોઇની સાથે નકામી

**ગુરૂનો અંતિમ ઉપદેશ.**

વાતો કરવી નહિ. કોઇની પરોક્ષમાં પણ નિંદા થાય એવું વદવું નહિ. વિકથા કરનાર મનુષ્યોના પરિચયમાં આવવું નહિ, તેમજ વિકથા થાય એવો પ્રસંગ લાવવો નહિ. એવી રીતે પ્રવૃત્તિ કરવાથી આત્મકલ્યાણ થઇ શકે છે. કોઇની હેલના થાય એવી મન, વચન અને કાયાથી પ્રવૃત્તિ સેવવી નહિ. જે અન્યનું બુરૂ ચિંતવવા કોઈ જાતનો મનમાં સંકલ્પ કરે છે, તેનુંજ પ્રથમ તો બુરૂ થાય છે. સાધુઓનો ધર્મ તો એ છે કે સર્વ જીવપર સમભાવ ધારણ કરવો, ન્યાય વ્યાકરણાદિ શાસ્ત્રમાં અત્યંત વિદ્વાન્ થવા માત્રથી સમભાવ પ્રાપ્ત થતો નથી. સમભાવ પ્રાપ્ત કરવાને વ્યાકરણ આગમ વગેરે કારણો છે. સાધ્ય દૃષ્ટિ જીવોને સમભાવની પ્રાપ્તિ થાય છે. સાધુ ધર્મ પ્રમાણે વર્તવાને સદા અપ્રમત્ત રહેવું જોઇએ. **चउद्दसपुव्वी आहारगाय, मणनाणी वीयरागावि, हुंतिपमायपरवसा, तयणंतरमेव चउगइया ॥१॥** ચતુર્દશપૂર્વી, આહારક, મનઃપર્યવજ્ઞાની અને અગિયારમા ગુણસ્થાનકવર્તિવીતરાગો યદિ પ્રમાદને વશ થાય છે તો ચતુર્ગતિમાં પરિભ્રમણ કરનાઓ થાય છે. નિંદા, વિકથા વગેરે પ્રમાદોના વશમાં પડવાથી ચતુર્દશપૂર્વધારકો વગેરેની જ્યારે આવી સ્થિતિ થાય છે ત્યારે આ કાળમાં ગમે તેવા સાધુ-

ઓને પ્રમાદથી કેવી હાનિ થાય તેનો વિચાર આપો આપ સમજી શકાય તેમ છે. આત્માના ઉપયોગપૂર્વક સંભાળથી વર્તવામાં ન આવે તો પ્રમાદ શત્રુથી આત્માનો પરાભવ થયા વિના રહેતો નથી. "મને પ્રમાદ શું કરવાનો છે, હું સારી રીતે વર્તુ છું, સર્વ કરતાં હું ચારિત્ર સારી રીતે પાળું છું" એવા અહં પરિણામમાં પ્રમાદનો સંચાર થાય છે અને તેથી સમુપાર્જન કરેલા એવા આત્મ ગુણોનો નાશ થાય છે માટે ચારિત્રાવસ્થામાં ક્ષણે ક્ષણે પ્રમાદથી ચેતીને ચાલવું કે જેથી આત્મકલ્યાણ થાય. સાધુઓ ! સર્વનયોનું સાર ચારિત્ર છે. જેણે ચારિત્રની આરાધના કરી તેણે સર્વ નયોની આરાધના કરી. વ્યવહારથી અને નિશ્ચયથી ચારિત્ર પાળવા યથાયોગ્ય પ્રવૃત્તિ કરશો. આત્માના ગુણોની સ્થિરતા કરવાને માટે વ્યાવહારિક ચારિત્રની અત્યંત ઉપયોગિતા છે. વ્યવહાર ચારિત્રથી નિશ્ચય ચારિત્રની પ્રાપ્તિ થાય છે. માટે "દ્રવ્ય તે ભાવ નિમિત્ત" એ શિખામણને હૃદયમાં ધારણ કરી સદા આત્માના ગુણો પ્રાપ્ત કરવાના ઉપાયોને સેવ્યા કરશો.

ઘંટાઓ બાંધવા માત્રથી વંધ્યા ગાયની મહત્તામાં વધારો થતો નથી. સાધુના સર્વાચારો ગુણોવડે યુક્ત હોવા જોઇએ. "ચરણ સિત્તરી અને કરણ સિત્તરી" ખરેખરી રીતે આત્માના ગુણોને પ્રગટાવવા માટે સેવવાની જરૂર છે. જે

સાધુ ચારિત્ર ક્રિયાઓમાં લાગી રહે છે તે અનેક પ્રકારના પ્રમાદવાળી અનેક ખટપટોથી દૂર રહી શકે છે. મનરૂપ માંકડાને આત્માના ગુણોમાં રમાવવાને માટે પ્રતિ લેખનાદિ ક્રિયાઓની અત્યંત આવશ્યકતા છે. જે સાધુ પોતાની દરરોજની ચારિત્ર ક્રિયા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે તેને પરભવમાં પડવાનો સમય મળી શકતો નથી. સંવરભાવની વૃદ્ધિ કરનાર એવી ચારિત્રની ક્રિયાઓમાં સદા લક્ષ્ય રાખવું અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી.

સાધુઓ ! સાધુપણાનું મુખ્ય કર્ત્તવ્ય ખરેખર જ્ઞાન, દર્શન અને ચારિત્રવડે પોતાના આત્માની સાધના કરવાથી છે. રાગ દ્વેષનો નાશ કરવો એજ સાધુનું મુખ્ય કર્ત્તવ્ય છે. **राग द्वेष के त्याग वीन, मुक्तिको पद नाहि, कोटी कोटी जप तप करो, सबे अकारज थाइ.** પોતાના આત્માનો રાગ દ્વેષવડે મલીન કરવો અને પોતે નિમિત્તરૂપ બનીને અન્ય મનુષ્યોના આત્માઓને મલીન કરાવવા તથા તેવા કારણોની અનુમોદના કરવી કે જેથી રાગ દ્વેષની વૃદ્ધિ થાય એવા કારણોથી દૂર રહેવાય છે ત્યારે ચારિત્રની આરાધના કરી શકાય છે અને રાગ દ્વેષનો નાશ કરી શકાય છે. અનેક વર્ષ સુધી પાળેલા ચારિત્રને રાગ અને દ્વેષ નષ્ટ કરી દે છે. રાગ અને દ્વેષ ન થાય એવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સાધુએ

રહેવું જોઇએ. ચારિત્ર એજ સાધુનું પરમધન છે અને તેની રક્ષા કરવી હોય તો રાગ દ્વેષના પરિણામો, ન પ્રગટે એવા ક્ષેત્ર કાલાદિકનું અવલંબન કરવું તેજ સાધુને યોગ્ય છે. રાગ દ્વેષરૂપ મહામલ્લોએ સંપૂર્ણ વિશ્વ જીવોને જીતી લીધા છે. તેવા રાગ દ્વેષરૂપમહામલ્લોને જીતીને જે આત્માનું ચારિત્ર સાધે છે તે ખરો સાધુ સમજવો. વીતરાગ પ્રભુની આજ્ઞા પ્રમાણે પ્રવર્તનાર સાધુએ રાગદ્વેષરૂપ કષાયને દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. જે સાધુમાંથી રાગ દ્વેષ ઉપશમ્યા છે તે પોતાના આત્માનું તથા અન્ય જીવોનું કલ્યાણ કરી શકે છે. જે રાગ દ્વેષના અધ્યવસાયોનો પ્રગટ થતાંજ ઉપશમાવે છે તે ભવચક્રના ફેરામાંથી મુક્ત થાય છે. જે સાધુમાં ક્ષમા હોય છે તે ક્ષમાશ્રમણ કહેવાય છે. ક્રોધાદિક કષાયોના અભાવથી ક્ષમાશ્રમણ પદ પ્રાપ્ત થાય છે. માટે સાધુએ ધર્મક્ષમાને ધારણ કરવી જોઇએ. ઉપકાર ક્ષમા અને અપકાર ક્ષમાને તો અન્ય મનુષ્યો પણ ધારણ કરવા સમર્થ થાય છે. ક્રોધાદિક કષાયની ક્ષીણતા કરવાની સાધનાવાળા સાધુઓ સર્વ જીવો પર ક્ષમા રાખે છે. શત્રુ ઉપર ક્ષમા ગુણ વર્તાવનાર સાધુ, સાધુના વેષ અને આચારને શોભાવી શકે છે. ક્રોધાદિકે ધમધમાયમાન રહેનાર કલેશ, કજીયા, ટંટા, અને ઝઘડા વગેરેથી પોતાના આત્માને દુર્ગતિમાં

નાંખે છે અને પોતાના સમાગમમાં આવનારાઓને પણ પ્રાયઃ તેવા બનાવીને ઉન્માર્ગમાં વહાવે છે માટે સાધુએ ક્ષમા ધારણ કરવી જોઇએ.

સાધુઓ ! માનનો ત્યાગ કરીને માર્દવ ગુણ પ્રાપ્ત કરીને આત્મહિતમાં પ્રવૃત્તિ કરવી એજ તમારૂં મુખ્ય કર્ત્તવ્ય માનશો. માની પોતે સંસારસાગરની પેલી પાર જઇ શકતો નથી, અને પોતાના સહચારીઓને પણ ધાર્મિક ગુણોનો લાભ આપી શકતો નથી. નમ્ર થઇને દરેકના ગુણ લેવામાંજ ખરી ચારિત્રની ખુબી છે, જેમ બને તેમ સરલતા ધારણ કરવી, કપટરૂપ વિષને દૂર કર્યા વિના હૃદયમાં સરલતારૂપ અમૃતનો પ્રગટ ભાવ થયો નથી. સરલતા વિના આત્મામાં અનેક પ્રકારના ગુણો આવવાનાં દ્વારો ખુલ્લાં થઇ શકતાં નથી. ચારિત્રની ક્રિયાઓમાં માનપૂજાકીર્તિ આદિની લાલચે યદિ કપટનો વાસ થાય છે, તો ચારિત્રની ક્રિયાઓમાં વિષનું પરિણમન થાય છે અને તેથી કપટ કરનારની મુક્તિ થતી નથી. **સાદું વર્તન અને સરલતા એ સાધુપણાને શોભાવે છે.** અને તેથી સર્વ કર્મોથી આત્મા મુક્ત થઇને પરમપદને પ્રાપ્ત કરે છે. સાધુઓ તમો કદિ એકદમ ભળભળીયા ઉછાછળા બનતા નહિ. આત્માની મુક્ત દશા કરવાને માટે ગંભીરતાની જરૂર છે. શાસ્ત્રો વાંચીને અને મનન કરીને ગંભીરતા ગુણ

પ્રાપ્ત કરવો કે જેથી ભળભળીયાપણું ટળી જશે અને તેથી આત્મામાં ઘણા ગુણો પ્રગટી શકશે.

સાધુઓ ! પરસ્પર સંપીને વર્તવું. જો તમે મોટું મન રાખીને સંપીને વર્તશો તો સ્વાત્માનું તથા પરજીવોનું હિત થશે તેમજ જૈન શાસનની શોભામાં વૃદ્ધિ થશે. સંપથી ઇર્ષ્યાદિ દોષોનો નાશ થાય છે. જેનામાં સંપ છે તે સ્વાસ્તિત્વને પૃથ્વી પટપર દીર્ઘકાળ પર્યન્ત ધારી શકે છે. જે સાધુઓ પરસ્પર ગુણાનુરાગ દૃષ્ટિ ધારણ કરે છે, તે પોતાના ગુરૂનું નામ શોભાવી શકે છે. જ્યાં કુટ છે ત્યાં કદી ચડતી થતી નથી. તમો સંપીને રહેશો તો ગચ્છની અને જૈન શાસનની શોભા વૃદ્ધિ કરી શકશો એમ નિશ્ચયતઃ અવબોધશો. સંપ હોય છે ત્યાં પરસ્પરની નિન્દા, ઇર્ષ્યા, અને કુસંપ વગેરે દોષો રહેતા નથી. લઘુતા વિના કદાપિ પ્રભુતા પ્રાપ્ત થતી નથી. લઘુતાથી સંપમાં વૃદ્ધિ થાય છે. ગૃહસ્થોમાં સંપ હોય છે તો તેઓ સામાજિક બળથી અનેકધા કાર્ય કરી શકે છે. જ્યારે ગૃહસ્થો સંપ કરીને વર્તે છે તો શ્રી વીર પ્રભુના સેવકો એવા સાધુઓએ જૈન શાસનની દાઝથી માન, સ્વાર્થ, કદાગ્રહ, વૈર અને ફાટફુટનો ત્યાગ કરીને પરસ્પર સંપીને ચારિત્ર પાળવાપૂર્વક જૈન શાસનનો ઉદય થાય એવાં કાર્યો કરવા ઉદ્યમી થવુંજ જોઇએ. સાધુઓએ યાદ રાખવું કે જ્યાંસુધી તમે

સંપીને વર્તશો ત્યાંસુધી તમો ચડતીમાં આગળ ગતિ કરી શકશો, એમાં જરા માત્ર શંકા કરવી નહિ. ગમે તેવા પ્રસંગે સ્વસંઘાડામાં ફાટફુટ ન થાય અને પરસ્પર સંપ રહે એમ વર્તીને ચાલશો એવી મારી આજ્ઞા છે. સર્વસાધુઓ અને સાધ્વીઓએ સંઘાડાના નાયકની આજ્ઞામાં વર્તવું. જ્યાં સર્વ મોટાઈ ઇચ્છે છે અને જ્યાં સર્વ પોતપોતાને મોટા માને છે તથા સ્વેચ્છાએ વર્તે છે, તે ટોળા(વૃન્દ)નો નાશ થાય છે. અન્યો કદિ પોતાના સમુહમાં ફાટફુટ પડાવા ઇચ્છે, યુક્તિઓ કરે તો પણ કદિ કોઇએ કુસંપથી જુદા પડવું નહિ. આપણા ગુરૂ અને તેમના ગુરૂએ ગુરૂની પરંપરા જે પ્રમાણે પ્રવર્તાવી હતી અને સ્વાત્માનું તથા અન્ય જીવોનું કલ્યાણ કર્યું હતું તે ધ્યાનમાં રાખીને પરંપરાએ તે પ્રમાણે વર્ત્યા કરશો, તેમાં કદિ શૈથિલ્ય લાવશો નહિ. ચારિત્રની પ્રતિષ્ઠા એ મોટામાં મોટું ધન અને પ્રાણ છે તેનો નાશ થતાં મૃતકના સમાન બાકીની શોભા છે. માટે ચારિત્ર પાળવામાં સદા તત્પર રહેશો. સંઘાડાના નાયકની આજ્ઞા પ્રમાણે ચારિત્ર પાળવામાં અને ગામોગામ વિહાર કરીને જૈન શાસનની શોભાની વૃદ્ધિ કરવામાં તત્પર રહેશો. સાધુઓ ! આ દુઃષમકાળ છે. સારી વસ્તુઓની હાનિ થતી જાય છે માટે જેટલું આત્મહિત કરી શકાય તેટલું કરવામાં પાછી પાની કરતા નહિ. સાધુઓ ! તમે આગમોનું અધ્યયન

કરવામાં સદા તત્પર રહેશો. મનુષ્યોની સાથે ગપ્પાં મારીને નકામો કામો કાળ ગાળતા નહિ. આગમોના અધ્યયનવડે આગમોનું જ્ઞાન પ્રાપ્ત કરશો તો ચારિત્ર પાળી શકશો. આગમોના જ્ઞાનવડે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે ચારિત્ર પાળી શકાય છે. આગમરૂપ દીપકવડે પંચમકાળરૂપ અંધકારમાં મોક્ષમાર્ગમાં ચાલી શકાય છે. ગીતાર્થની આજ્ઞાએ હલાહલ વિષ પીવું પણ અગીતાર્થની આજ્ઞાએ અમૃત પીવું પણ સારૂં નથી, ઇત્યાદિ ઉપદેશમાલાનાં કથનનો સાર એ છે કે ગીતાર્થ ગુરૂની આજ્ઞા પ્રમાણે ચાલવું. વસ્ત્ર, પાત્ર, અને પુસ્તકો વગેરે પર મૂર્ચ્છા ધારણ કરવી નહિ. ગચ્છના સાધુઓને ઉપયોગ માટે વસ્ત્ર–પાત્રાદિકનો ઉપયોગ કરવો. શરીર શોભા ઇત્યાદિનો ત્યાગ કરવો. બ્રહ્મચર્યની નવ વાડો પાળવા માટે સદા પ્રયત્ન કરવો જોઇએ. જે નવ વાડને પાળે છે તેજ બ્રહ્મચર્યનું સંરક્ષણ કરી શકે છે, માટે વ્યવહારને માન આપીને બ્રહ્મચર્યની નવ વાડો પાળવા સદા તત્પર રહેવું. ગામોગામ વિહાર કરવાથી ચારિત્રની શુદ્ધિ બની રહે છે.

"વહેતાં પાણી નિર્મલાં, ઠરતાં ગંદા હોય;
સાધુ વિચરતા ભલા, ઠરતા શિથિલ જોય."

એ કહેવત અપેક્ષાએ અક્ષરશઃ ખરી છે. "એક સ્થાનમાં ઘણું રહેવાથી શ્રાવકોની સાથે રાગનો પ્રતિબન્ધ થાય છે અને

તેમજ અન્યોની સાથે દ્વેષ વગેરે થાય છે. અન્ય સાધુઓ સાથે પણ ખટપટ થાય છે અને તેથી ચારિત્રમાં શિથિલતા થાય છે. અતએવ સાધુઓએ અને સાધ્વીઓએ ગામોગામ વિહાર કરવો કે જેથી રાગદ્વેષ થવાનાં સ્થાનોનો બદલો થવાથી ચારિત્રમાં સ્થિરતા વધી શકે." આ પ્રમાણે ધીમે ધીમે ગુરુશ્રી ઉપદેશ દેતા હતા. એવામાં તેઓ થાક્યા અને મનમાં સ્થિર થયા. આવી સ્થિતિમાં તેઓ શાન્ત દેખાતા હતા. વૈરાગ્યની અપૂર્વ છાયા તેમના મુખ પર દેખાતી હતી.

સાધુઓ ! ત્યાગ ગુણથી અન્ય અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે. ત્યાગીના ગુણમય આચાર અને ઉપદેશની અસર વિશ્વપર સારી થાય છે. જે મનુષ્યો ત્યાગે છે તેઓ ત્યાજ્ય વસ્તુના કરતાં શ્રેષ્ઠ શાશ્વત સુખને પ્રાપ્ત કરે છે. ત્યાગી થનાર ખરેખર દાની તો હોય છેજ. ત્યાગનો આધાર વૈરાગ્યપર છે, જો વૈરાગ્ય ઉત્તમ અને બળવાન્ હોય છે તો ત્યાગ પણ સ્થાયી રહીને અનેક ગુણો પ્રકટાવવાને શક્તિમાન્ થાય છે માટે ત્યાગનો દરરોજ આદર કરતા રહેશો." આ પ્રમાણે ગુરુ મહારાજે ધીમે ધીમે શાન્તિથી વચનામૃતોનું પાન કરાવ્યું. પશ્ચાત્ કંઇક નિદ્રા આવવા લાગી. રાત્રીના લગભગ બે વાગ્યાનો આશરો થયો હશે. પશ્ચાત્ સાધુઓએ પણ ગુરુરાજની સામીપ્યમાં શયન કર્યું. પૂર્ણિમાના દિવસે મહારાજની પ્રકૃતિ

કંઈક સ્વસ્થ જણાવવા લાગી. અશાડ વદિ એકમના રોજ પ્રાત:કાળમાં કંઇક સ્વસ્થતા માલુમ પડી. પાસેના શેઠ જેઠાભાઈ ગુલાબચંદના ઘરસુધી સોજા નરમ પડવાથી કાચલીમાં પાણી વહોરવા માટે ગયા. સાધુઓએ કહ્યું કે આપશ્રી આવી સ્થિતિમાં જાઓ તે ઠીક નહિ, ત્યારે તેમણે કહ્યું કે મને પડી રહેવાથી ફાવતું નથી. **આ તેમનું તેમના હાથે વહોરવાનું છેલ્લું કૃત્ય હતું.** એકમની સાંજે તેમના શરીરમાં શ્વાસનો ઉપાડ થયો. વૈદ્યોએ હાથ ખંખેર્યા. ભાવીભાવ આગળ કોઇનું કંઈ ચાલતું નથી. સર્વ સાધુઓ તેમની પાસે બેસી રહેવા લાગ્યા. રાત્રે શ્રાવકો પણ તેમની પાસે સુઈ રહેવા લાગ્યા. બીજના દિવસે અમદાવાદ શહેરમાંના સર્વ ઉપાશ્રયના સાધુઓ મળવા આવ્યા. મન્દમન્દ શબ્દે ગુરૂશ્રી તેમને હૃદયના શુદ્ધ પ્રેમથી આવકાર આપતા હતા. શેઠ મણિભાઇ દલપતભાઈ, શેઠ જગાભાઈ, શેઠાણી ગંગા બેન તથા અમદાવાદના અનેક ગુણાનુરાગી શ્રાવકો તેમની પાસે આવીને બેસવા લાગ્યા. તેમની છબીનાં દર્શન કરવાને માટે, શેઠ મણિભાઇ વગેરેની તથા સાધુઓની ઇચ્છા હોવાથી મહારાજને છબી લેવા વિનંતિ કરી. ગુરૂ મહારાજે બિલકુલ એ વાતને સ્વીકારી નહિ. તેથી છાનામાના છબી લેવા પ્રયત્ન કરેલો પણ તે નિષ્ફળ ગયો, બપોરના ચાર વાગે સાધુઓ

તથા સુરશ્રી તથા માણેકશ્રી વગેરે સાધ્વીઓ તથા શેઠ મણિભાઇ તથા જગાભાઈ વગેરે શ્રાવકો તથા ગંગાબેન શેઠાણી વગેરે શ્રાવિકાઓ બેઠી હતી તે વખતે ગુરૂ મહારાજે શ્રાવકો તથા શ્રાવિકાઓને સાધુઓની ભક્તિ કરવા સંબંધી ઉપદેશ દીધો હતો. આંબલીપોળના ઉપાશ્રયમાં જ્ઞાન ખાતાની તથા સાધારણ ખાતાની ઉપજ વધે અને વ્યવસ્થા સારી રહે તત્સંબંધી ઉપદેશ દીધો હતો. બીજની સાંજરે સર્વને મન્દ શબ્દે ધીમે ધીમે કહેતા હતા કે " સંસાર અસાર છે. શ્રી વીતરાગ દેવનો ધર્મ અન્તે પરભવમાં સાથે આવે છે. અરિહંતનું શરણ સદા કરવા યોગ્ય છે. જગતમાં કોઇ કોઈનું નથી. ધર્મ કર્મમાં અપ્રમત્ત રહેશો તો કલ્યાણ થશે." આ વખતે તેઓની મુખમુદ્રાપર શાન્તિ ઝળકતી હતી. શરીરમાં વ્યાધિએ જોર પકડયું હતું તોપણ આ ક્રિયા યોગીની શ્રદ્ધા, ભક્તિ અને શાન્તિમાં વિઘ્ન નાખવા સમર્થ થઇ નહોતી. વારંવાર તેઓ અરિહંત, સિદ્ધ, સાધુનો ધ્વનિ કરતા હતા. બીજની સંધ્યા વખતે સાંજનું પ્રતિક્રમણ કરવા પ્રવૃત્ત થયા. પોતાના હાથે પ્રતિક્રમણમાં તેઓએ મુહપત્તિ પડીલેહી હતી. અહો તેમની કેવી ક્રિયાપરાયણ બુદ્ધિ ! તેમને સદા નમસ્કાર હો. તેમણે પ્રતિક્રમણમાં પૂર્ણભાવથી સ્થાપના સન્મુખ હાથ રાખીને ગુરૂને ખમાવ્યા. આ તેમની છેલ્લા

વખતની પ્રતિક્રમણ ક્રિયા અને ગુરૂ વંદના હતી. પ્રતિક્રમણ થયા બાદ રાત્રે સ્તવન સજ્ઝાયો વગેરે સાંભળવા લાગ્યા. લગભગ રાત્રે અગિયાર વાગે તેમના શરીરમાં કફનો ઉપાડ થયો. બોલતાં કફ અટકાવ કરવા લાગ્યો. રાત્રીના બે વાગે નવકારવાળી દરરોજના અભ્યાસ પ્રમાણે ગણવા માગી. નવકારવાળી ગણતાં પડી જવાથી મને આપીને કહ્યું કે, **લે આ તું સદાકાળ ગણજે.** મેં ગુરૂની છેલ્લી વખતની ભેટને પૂર્ણમાન અને ભાવથી સ્વીકારી લીધી. રાત્રીના ત્રણ વાગ્યાથી બોલવાનું બંધ થયું. પ્રાતઃકાળમાં સ્ટેન્ડર્ડ સાડાઆઠ વાગ્યાના આશરે તેમણે અનશનપૂર્વક પોતાના સ્થૂલ શરીરનો ત્યાગ કર્યો, અને સ્વર્ગતિભાક્ થયા. ધર્મક્રિયા યોગીરૂપ એક મહા પ્રકાશી તારો શ્રી જૈન શાસનરૂપ આકાશ મંડલમાંથી ખરી પડી અદૃશ્ય થયો. તપ અને ધર્મ ક્રિયાવડે આત્મ સાધન સાધનારા એવા એક ક્રિયા યોગીગુરૂની ખોટ પડી. આહા કેવો તેમનો વૈરાગ્ય ! કેવો તેમનો સરલ ભાવ ! અહા કેવી તેમની ધર્મ ક્રિયાપરાયણતા ! આવા ગુરૂવર્યનું શરીરાવસાન લખતાં હસ્તમાં લેખિની રહેતી નથી. તેમના ગુણોનું સદા સ્મરણ રહો. તેમની તનુમૂર્તિ હૃદય આગળ ખડી રહીને મૌનપણે સદા ઉપદેશ આપતી રહો !!! તેમની ભક્તિ પરોક્ષમાં તેમના ગુણોને પ્રકટાવનારી થાઓ.

**ગુરૂશ્રીના દેહોત્સર્ગ પશ્ચાત્ અંત્ય શરીર સંસ્કાર**

તેમનું શરીર છૂટયા બાદ હજારો શ્રાવકો અને શ્રાવિકાઓ વગેરે ઉપાશ્રયમાં આવવા લાગ્યાં. મરણ સંસ્કાર ક્રિયાઓની તૈયારી થવા લાગી. તેમના શરીરને પાલખીમાં પધરાવવાની તૈયારીઓ થવા લાગી. તેમના સમાધિ મરણના સમાચાર આખા શહેરમાં ફરી વળ્યા તેથી શહેરના શ્રાવકો અને શ્રાવિકાઓ તેમના શરીરના દર્શનાર્થે આવવા લાગી. આખા શહેરમાં દીલગિરી પથરાઇ રહી અને શહેરમાં પાંચકુવા, કાપડબજાર, માણેકચોકના બધા કાપડબજારના સાતે મહાજનો, ઝવેરી બજાર, સટ્ટાબજાર, ચોકસી બજાર, શેર બજાર, રતનપોળ, દાણાપીઠ, માધવપુરા વગેરે બજારો બંધ થયાં હતાં, તથા દવાવાળાઓ, કંદોઇ, પટવા, કંસારા અને શાકભાજીની દુકાનો બંધ રાખવામાં આવી હતી તથા શેઠ મણિભાઇ દલપતભાઇની સરસપુર મીલ, શેઠ લાલભાઇની રાયપુર મીલ તથા ગંગાબાઈ કન્યાશાળા બંધ કરવામાં આવી હતી. શેઠ મણીભાઈ દલપતભાઈ તરફથી જુદે જુદે ઠેકાણે નેવુંના આશરે તારો કરવામાં આવ્યા અને બહાર ગામોમાં આ સમાચાર પવનની માફક ફેલાયા હતા. જેના સમાચાર તાર અને પત્ર મારફતે અમદાવાદ પાછા ફરી વળ્યા છે. જેમાં

સાધુઓએ દેવવંદન કર્યાના અને ગૃહસ્થોના સંઘોના ઘણે સ્થળે પાખી પાડવાના સમાચાર મળ્યા છે. જેમાં નીચલાં સ્થળો છેઃ— મુંબાઈ, પાટણ, પાલણપુર, વીજાપુર, માણસા, પ્રાંતીજ, મેસાણા, બેરાલુ, વડનગર, ગોધાવી, માણસા, વીરમગામ, રાણપુર, સુરત, આથા, પાદરા, ચેવલા, પેથાપુર, ચાણસમા, સાણંદ, અને રામપુરા વગેરે. તેમના શરીરને પાલખીમાં બેસાડવામાં આવ્યું અને જ્યારે સંઘે તે ઉપાડવા માંડી ત્યારે નગરશેઠ કસ્તુરભાઇ મણીભાઇ, શેઠ મણિભાઇ દલપતભાઇ, શેઠ જગાભાઇ દલપતભાઇ, ઝવેરી લલ્લુભાઈ રાયચંદ, શેઠ મોહનલાલભાઇ સુલચંદભાઈ, બાબા સાહેબ, શેઠ ચીમનભાઇ કાળીદાસ. ઉમાભાઈ શેઠ પનાલાલ ઉમાભાઇ, શેઠ મોહનલાલ લલ્લુભાઇ, શેઠ સાંકળચંદ મોહનલાલ ઝવેરી, મંગળભાઈ તારાચંદ, શેઠ સારાભાઇ છોટાલાલ, શેઠ ચીમનભાઈ લાલભાઈ, શેઠ સારાભાઇ ડાહ્યાભાઈ, ઝવેરી ડાહ્યાભાઇ કપુરચંદ, ઝવેરી બાપાલાલ નાહલશા, શેઠ લાલભાઇ ચુનીલાલ, શા. માણેકલાલ જેઠાભાઇ, જેસીંગભાઇ મનસુખભાઇ, ઝવેરી કેસવલાલ ઉમાભાઈ, કેસવલાલ ગોકળ અને વીરચંદ ગોકળ ભગત વગેરે તથા બોર્ડીંગના સર્વે વિદ્યાર્થીઓ હાજર હતા. નગરશેઠ કસ્તુરભાઇ મણીભાઈએ દુણી પકડી હતી. પાછળથી શેઠ મણીભાઇ દલપતભાઇએ ઉપાડી હતી ત્યાર બાદ અન્ય ગૃહસ્થોએ ઉપાડી હતી. મહારાજ

સાહેબની પાલખીનાં ઘણાં અન્ય મનુષ્યો પણ દર્શન કરતાં હતાં. આ પ્રમાણે આશરે ત્રણહજાર શ્રાવકોના સરઘસ સાથે **"જયજય નંદા, જયજય ભદ્દા"** એ પ્રમાણેના ઉચ્ચાર કરતાં મહારાજ સાહેબની પાલખી લઇ જવામાં આવતી હતી. માણસો અને સ્ત્રીઓનાં ટોળેટોળાં આખે રસ્તે મહારાજ સાહેબનાં દર્શન કરવાને આવતાં નજરે પડતાં હતાં. પારસી સદ્‌ગૃહસ્થો પણ દર્શન કરવાને ચુક્યા નહતા. છેવટે મહારાજ સાહેબની પાલખી દિલ્હી દરવાજે થઇને દુધેશ્વર આગળ લઇ જવામાં આવી હતી. મનુષ્યો વારંવાર પાલખી ઉપાડવાને તલપી રહેતા હતા અને વારંવાર લાભ લેતા હતા. દુધેશ્વર આગળ મહારાજ સાહેબની પાલખી લઇ ગયા બાદ વિધિપૂર્વક મહુંમને જરીઅન પાલખી સાથે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો.

**દેવવંદનની ક્રિયા.**

મહારાજ સાહેબની પાલખી ઉપાશ્રયમાંથી ઉપાડી ત્યાર બાદ ઉપાશ્રયમાં દેવવંદનની વિધિ કરવામાં આવી હતી. તે વખતે ઉજમબાઇની ધર્મશાળાના પંન્યાસજી ચતુરવિજયજી, આત્મારામજીના સંઘાડાના મોતિવિજયજી, ડેહલાના ઉપાશ્રયના પંન્યાસજી ધર્મવિજયજી, વીરના ઉપાશ્રયના પંન્યાસજી ગુલાબવિજયજી, વિદ્યાશાળાના પંન્યાસ મેઘવિ-

જયજી, વિમળના ઉપાશ્રયના પંન્યાસજી સૌભાગ્યવિમલજી, લવારની પોળના મુનિરાજશ્રી સિદ્ધિવિજયજી અને તિલકવિજયજી વિગેરે સાધુઓ ૨૫–૩૦ ને આશરે હતા ,તથા સાધ્વીઓ ૭૫ ને આશરે હતી. મહારાજશ્રી જે ઠેકાણે કાળધર્મને પામ્યા હતા તેજ ઠેકાણે ચોમુખજીને પધારાવવામાં આવ્યા હતા. દેવવંદનની વ્યાવહારિક ક્રિયાની વ્યવસ્થા શેઠાણી ગંગાબાઇએ કરી હતી. સર્વ સાધુઓ ગોળ સરકલના આકારે ગોઠવાઈ ગયા હતા. સર્વ પન્યાસોની અનુમતિથી પન્યાસ ગુલાબવિજયજીએ દેવવંદનના આરંભ કર્યો હતા અને પન્યાસ સૌભાગ્યવિમળજી આદેશ માંગતા હતા. મુનિરાજશ્રી બુદ્ધિસાગરજીએ થોયો તથા છેવટે મોટી શાન્તિ કહી હતી. શાંતિપૂર્વક અને વિધિપૂર્વક દેવવંદનની ક્રિયા પૂર્ણ થઇ હતી. સર્વ ઉપાશ્રયના સાધુઓ આજ વખતે ભેગા થઇને દેવવંદનની વિધિ કરતા પ્રેક્ષકોના જોવામાં આવ્યા હતા. આવી રીતે સર્વ સાધુઓ ભેગા થઇને દેવ વાંદવાનો પ્રસંગ આજેજ જોવામાં આવ્યો હતો. પાયચંદ ગચ્છના સાધુઓ—ભાયચંદજીના શિષ્યો ક્રિયા કરતી વખતે આવ્યા હતા અને દિલગીરી જાહેર કરી હતી. આવી રીતે સાધુસાધ્વીઓએ ભિન્ન ભિન્ન ઉપાશ્રયના એકત્ર મળીને દેવવંદનની ક્રિયા કરી હતી તે પ્રસંગ અપૂર્વ આકર્ષણીય હતો.

**ગુરૂશ્રી સુખસાગરજીના ગુણો.**

ગુરૂ શ્રીસુખસાગરજી મહારાજમાં અપૂર્વ એક એવો ગુણ હતો કે તેનું વારંવાર સ્મરણ થઈ આવે છે. "પરિમિત બોલવું" પરિમિત સંભાષણ કરવાને માટે તેમનો તીવ્ર ઉપયોગ રહેતો હતો. પરસ્પર વિરૂદ્ધ પક્ષોના સંયોગોમાં પણ જ્યારે તેઓ બોલતા હતા ત્યારે પરિમિત શબ્દોથી બોલતા હતા અને તેમાં ગંભીર ભાવ રહેતો હતો. પરિમિત સંભાષણ કરવાથી અનેક પ્રકારના લાભ થાય છે. એમ તેઓ વારંવાર સમજાવતા હતા. ભાષા સમિતિનો ઉપયોગ રાખવામાં જ્યારે જોઇએ ત્યારે તેમનો એક સરખો ઉપયોગ રહેતો હતો. તેમની પાસે પન્દર વર્ષ પર્યન્ત રહેવાનું થયું અને તેમના હૃદયની પાસે બેસીને વારંવાર તેમના વિચારે લીધા. તેમાં તેમનો એક સરસ ગુણ અનુભવાયો તે એ છે કે કોઇના ઉપર ઇર્ષ્યા, દ્વેષ અને વૈર નહોતું. ઇર્ષ્યા, દ્વેષ અને વૈરના પરિણામો ઘણા ક્ષીણ થયા હતા એમ અનુભવમાં આવે છે. ગમે તેવા પ્રતિપક્ષીઓના સામું પણ તેમણે કદિ દ્વેષવચન કહ્યું નથી. તેમજ કદિ તેઓની વિરૂદ્ધ બોલ્યા નથી. તેમનું ગુરૂ બોલનારના હિતશબ્દો તેમણે ગ્રહણ કર્યા છે અને તેમજ તેઓના ગુણોને મુક્ત કંઠે કહ્યા છે. તેમની કદિ ક્રોધથી લાલ આંખ થઇ નથી. તેમનામાં

ક્રોધ હોય એવું જણાતું નહોતું. તેમણે ક્રોધના પરિણામની ઘણી મન્દતા કરી હતી. ગમે તેવા ક્રોધના પ્રસંગોમાં પણ તેઓ શાન્તિમય દેખાતા હતા. ગમે તેવા મનુષ્યને ક્રોધ થયા વિના રહે નહિ એવા પ્રસંગોને તેમણે સહ્યા છે એવા ઘણા પ્રસંગોને અમારી નજરે દેખેલા છે તેમાં પણ તેઓ જાણે કંઇ છેજ નહિ એવી દશામાં દેખાતા હતા. તેમના પરિમિત ઉપયોગી સંભાષણથી અન્ય મનુષ્યોને ક્રોધ ઉત્પન્ન થવાનો પ્રસંગ મળતો નહોતો. તેમણે અઠ્ઠમ વગેરે તપ કર્યા છે તે વખતે તેમના સમાગમમાં હું હતો. તપસીને ક્રોધ થાય એ પ્રાયઃ સ્વાભાવિક છે. પણ ગુરૂ મહારાજની તેવી સ્થિતિમાં પણ તેમને ક્રોધ થતો નહોતો. તેમનો ભાષા સમિતિનો ઉપયોગ એવો હતો કે વારંવાર તેની યાદી આવે છે. પોતાની ભૂલ માટે તેમણે કદિ પક્ષપાત કર્યો નથી અર્થાત્ તે બાબતનો તેમણે કદાગ્રહ કર્યો નથી. પોતાની ભૂલ માટે ન્હાનું બાળક કંઈ કહે તો તેનો પણ તેઓ સ્વીકાર કરતા હતા.

પન્યાસો વિગેરે ઘણા સાધુઓને મેં દેખ્યા છે. પણ તેમાં ક્રિયાની બાબતમાં તો તેમનો પહેલો નંબર આવે છે. વૈરાગ્ય અને ત્યાગનો ગુણ તો તેમને દેખતાં ભક્તોને હૃદયમાં અસર કરતો હતો. શાસ્ત્રો વાંચીને વૈરાગ્ય ત્યાગ સંબંધી અન્યોને અસર ન કરી શકાય તે અસર ખરેખર તેમને

દેખનારાઓના હૃદયમાં તત્કાળ થતી હતી. ક્રિયાની સાથે તેમના હૃદયમાં એટલી બધી સરલતા હતી કે તેનું વર્ણન કરતાં પાર આવે નહિ.

ભદ્રગુણની મૂર્તિરૂપ તેઓ હતા એમ જૈન કોમ એક્કી અવાજે બોલી ઉઠે છે.

તેઓ પ્રતિદિન ધર્મકર્તવ્ય પ્રવૃત્તિમાં લયલીન રહેતા હતા.

**કર્તવ્ય ધર્મ પ્રવૃત્તિ.**

તેઓશ્રી ધર્મપ્રવૃત્તિમાં ઉત્સાહી રહેતા હતા. સાધુઓ અને સાધ્વીઓને તેઓ કર્તવ્ય ધર્મપ્રવૃત્તિમાં ઉત્સાહિત કર્યા કરતા હતા. જ્યારે જોઇએ ત્યારે તેઓ કોઇને કોઈ ધર્મપ્રવૃત્તિમાં મગ્ન થએલા દેખાતા હતા. રાત્રીએ દશ વાગ્યા બાદ તેઓશ્રી શયન કરતા હતા. રાત્રીએ ત્રણ વાગ્યે ઉઠતા હતા. દરરોજ રાત્રીએ ત્રણ વાગે નવસ્મરણનો જાપ કર્યા કરતા હતા. લગભગ છવીશ વર્ષ પર્યન્ત તેમણે નવસ્મરણનો જાપ કર્યો હતો.

તેઓશ્રી દરરોજ સ્વાધ્યાયમાં તત્પર રહેતા હતા. ચઉ-

**સ્વાધ્યાય.**

સરણ પયન્નો અને આઉરપચ્ચખાણ ભણવા પર તેમને બહુ રૂચિ હતી. તેથી તેઓ દરરોજ તે બન્નેનો સ્વાધ્યાય કરતા હતા. દરરોજ સાંજરે પ્રતિક્રમણ કર્યા બાદ દશ વૈકા-

લિક સૂત્રનો સ્વાધ્યાય કરી જતા હતા. દશવૈકાલિકનાં દશાધ્યયન તેમના મુખે હતાં. કેટલાક પયન્નાનો પણ મુખથી તેઓશ્રી સ્વાધ્યાય કરતા હતા. તેમને ઘણાં સ્તવનો અને સઝાયો આવડતી હતી. સાંજનું પ્રતિક્રમણ કર્યા બાદ નવ તત્ત્વાદિક પ્રકરણોનો સ્વાધ્યાય કરી જતા હતા. બાસઠીયા યંત્રો વગેરે ઘણા યંત્રોનું તેઓશ્રી પરિવર્તન કર્યા કરતા હતા. જ્ઞાનાભ્યાસી સાધુઓને સહાય આપવામાં તેઓશ્રી શૂરા હતા.

**સહાય.**

તેઓશ્રી અન્ય સાધુઓ અને સાધ્વીઓને ચારિત્ર પાળવામાં સહાય આપવા દરરોજ તત્પર રહેતા હતા. ચારિત્રમાં શિથિલ થનારાઓને તેઓશ્રી પાછા ઉત્સાહિત કરી સહાય આપી ઠેકાણે લાવતા હતા. સાધુઓ અને સાધ્વીઓને વસ્ત્રાદિ જે જે સંયમનાં ઉપકરણોની જરૂર હોય તો ગમે ત્યાંથી યાચી લાવીને આપતા હતા. તેમના ચારિત્રથી આકર્ષાઇને જે જે વસ્તુઓને અન્યોના માટે તેઓ માગતા તે તે વસ્તુઓને બહુ ભાવથી શ્રાવકો તેમને વહોરાવતા હતા. રોગી, સીદાતા સાધુઓને તેઓ બનતી સહાય આપવા માટે આત્મભોગ આપતા હતા. ગમે તે ગચ્છના સાધુઓને માંદગી થતાં તેઓને સ્વાત્માવત્ ગણી તેમની સેવા કરતા હતા. સ્વગુરૂની સેવાથી તેમનામાં અપૂર્વ સેવા ગુણ પ્રગટ્યો હતો.

તેથી તેઓશ્રી અન્યજનોની સેવા કરવામાં જરા માત્ર બાકી રાખતા નહોતા.

**તપ.**

તેઓશ્રી તપ કરવામાં મગ્ન રહેતા હતા. એક ઉપવાસ બે ઉપવાસ, ત્રણ ઉપવાસ, આયંબિલ અને એકાસણુ વગેરે તપ કર્યા કરતા હતા. અને પાંચમ આઠમ, અગિયારસ અને ચૌદશાદિ તિથિયોના દિવસે ઉપવાસ કર્યા કરતા હતા. પારણાના દિવસ વિના દરરોજ પ્રાયઃ તેઓ એકાસણુ કરતા હતા. પર્યુષણ પર્વનો તેઓ અઠ્ઠમ કરતા હતા. અનેક પ્રકારના અભિગ્રહ રૂપ તપને તેઓ કરતા હતા. તપની સાથે ક્ષમા તેમનામાં વૃદ્ધિ પામતી હતી.

**યાત્રાઓ.**

તેઓશ્રીએ સિદ્ધાચલ, ગિરનાર ભોયણી, પાનસર, સંખેશ્વર, રાંતેજ, મેત્રાણા, તલાજા, ઉપરીયાલા, તારંગા, ઇડર, પોશીના, ભીલોડા, નાગફણા, પાર્શ્વનાથ, કેશરીયાજી, ટીટોઇમાં મુહરી પાર્શ્વનાથ, નરોડા, સરખેજ, અમદાવાદનાં જૈનમન્દિરો, માતર, ખંભાત, કાવી, ગંધાર, ડભોઇ જધડીયા, સુરત, લાડોલ, અને સિદ્ધપુર, આદિ અનેક સ્થળોઓમાં વિહાર કરીને તીર્થંકરોની પ્રતિમાઓ અને પાદુકાઓ વગેરેની યાત્રાઓ કરી હતી. તેમણે જે જે યાત્રાઓ કરી

હતી તેમાં ઘણી યાત્રાઓમાં હું તેમની સાથે સામેલ હતો. યાત્રાઓ કરતી વખતે તેઓનામાં આત્મોલ્લાસની વૃદ્ધિ થતી હતી. મેસાણામાં વારંવાર પધારી તેમણે ગુરૂપાદુકાની યાત્રા કરી હતી.

**ધર્મકર્મયોગી.**

ગુરૂમહારાજ અનેક ધર્મક્રિયા પ્રવૃત્તિયોમાં અડગપણું, સ્થિરતાપણું, નિર્લેપપણું, વિધિપૂર્વક આરાધકપણું, અને તત્પરપણું હતું તેથી તેમને ધર્મ કર્મયોગી એ પદથી સંબોધવામાં આવે તેમાં કંઇ અતિશયોક્તિ જણાતી નથી. **ગુરૂગીતામાં** કરેલી ગુણોની સ્તુતિ પ્રમાણે તેઓશ્રીમાં અનેક ગુણો પ્રગટ્યા હતા તેથી વારંવાર તત્સંબંધી પિષ્ટપેષણ કરવું તે અયોગ્ય છે. અહિંસા, સત્ય, અસ્તેય, આજન્મ બ્રહ્મચર્ય પરિગ્રહત્યાગ, રાત્રિભોજન ત્યાગ આદિ અનેક વ્રતોની જીવતી મૂર્તિસ્વરૂપ શ્રી સદ્ગુરૂરાજની જેટલી સ્તુતિ કરવામાં આવે તેટલી ન્યૂન છે. તેમનાં પાસાં સેવીને તેમનામાં પ્રકટેલા અનેક ગુણોનો અનુભવ કર્યો છે. દીક્ષાથી તે દેહોત્સર્ગ પર્યન્તના જીવનકાલમાં તેમણે કોઇની સાથે કોઇ પણ સ્થળે ક્લેશ કર્યો હોય તેવું જાણ્યું નથી તેમજ અન્યને કંઇ ખોટું લાગે એવું બોલતાં કદાપિ મેં તેમને દેખ્યા સાંભળ્યા નથી. કોઇ પણ જાતની રાગદ્વેષની ખટપટમાં તેમણે અંશમાત્ર પણ ભાગ લીધો નહતો. તેમના

જેવા સ્વાર્થી મહાત્માઓ વિરલ દેખાય છે. તેઓ વર્તમાનમાં વિદ્યમાન અને દિવંગત થએલા અનેક સાધુઓના સમાગમમાં આવ્યા હતા. પરંતુ ચારિત્રની આરાધના વિનાની અન્ય કોઇ બાબતમાં તેમણે અન્ય સાધુઓની સાથે ભાગ લીધો નથી. વૈરાગી, ત્યાગી, શાન્ત, દાન્ત, વૈયાવચ્ચી, વિનયી અને સમભાવી શ્રી ગુરૂરાજના સદ્‌ગુણોનું પરોક્ષમાં પણ પ્રત્યક્ષ પેઠે સ્મરણ થયા કરે છે. આવા મહાન્ ક્રિયાપાત્ર ધર્મ કર્મયોગી મહાત્મા ગુરૂરાજનું સદાકાલ સ્મરણ રહો. તેમના ગુણો સ્વાત્મામાં અને અન્ય જીવોમાં પ્રકટો અને તેઓની પેઠે અન્ય મુમુક્ષુઓ તેમની પાછળ પ્રગટી ધર્મની ઝાહોઝલાલી વર્તાવો.

**શ્રી ગુરૂ સુખસાગરજી મહારાજની સહનશીલતા.**

સદ્‌ગુરૂશ્રી સુખસાગરજી મહારાજમાં સહનશીલતાનો અપૂર્વ ગુણ હતો. તેઓ ગમે તે થાય તોપણ ક્રોધી થતા નહિ અને કોઇને ગુસ્સો ઉપજે તેવું વચન કહેતા નહિ. તેમણે જે જે ઠેકાણે ચોમાસાં કર્યાં છે ત્યાં તેમના સમાગમમાં ઘણા શ્રાવકો આવેલા હતા, પણ કોઇની સાથે ઉંચા વચને બોલ્યાનું સંભળાયું નથી. પોતાના સાધુઓને પણ કંઇ ઉંચા સાદે કહેતા નહિ પણ કંઈ કહેતા તો શાંત સ્વભાવથી કહેતા હતા. તેમના મુખપર કદી ગુસ્સાનું ચિન્હ દેખવામાં આવતું નહિ.

તેમને ગુસ્સે થવાને માટે કોઇ કદાપી કંઇ કહે તોપણ તે મુંગે મોઢે સહન કરતા હતા, આવું ઘણે વખતે બન્યું હતું. પોતાની વાત કોઇને કાઢી આપતા નહિ, પોતાના ઉપર ગુસ્સે થનારનું કોઇ રીતે ભૂંડુ બોલતા નહિ, તેમજ બીજાને તે બાબત કોઈ પણ પ્રકારે જણાવતા નહિ. તેમનો સ્વભાવ એવો હતો કે તેમને દેખીને કોઇને ગુસ્સે થવાનું કારણ મળતું નહિ, તેમની ચારિત્ર ક્રિયા અને શાંત મુખમુદ્રા દેખીને લોકોને મહામુનિનું ભાન આવતું હતું, પોતાનું ખરાબ કહેનારના પણ તેઓ ગુણો લેતા હતા, જેનામાં જે કાંઈ ગુણો હોય તેની પ્રશંસા સર્વત્ર કરતા હતા, કારણ કે તેમનો સ્વભાવ અચળને ગુણાનુરાગી હતો.

**નિર્દોષગોચરી પ્રવૃત્તિ.**

તેઓએ અમદાવાદ, સુરત, વડોદરા, અને પાટણ વગેરે મોટા શહેરોમાં ચોમાસાં કર્યાં હતાં. તેઓ ગોચરી લેવાને માટે બહુ દૂર જતા હતા કે તેથી ગોચરીનો દોષ લાગે નહિ, સુરતમાં ૧૯૫૭ માં નેમુભાઈની વાડીમાં ચોમાસું કર્યું હતું ને તે વખતે ૨૬ સાધુ ભેગા થયા હતા. આવા પ્રસંગે ગોચરીનો દોષ ન લાગે તે માટે તેઓ હરીપુરા, છાપરીઆશેરી, સંગરામપુરા વગેરે દૂર જગ્યાએ ગોચરી વોરવા જતા હતા અને

શ્રાવકના ઘરમાં દાદરા ઉંચા હોય તોપણ ઠેકીને જતા હતા, તેવા પ્રસંગે પોતાના શરીરને શ્રમ પડે તોપણ તેની દરકાર રાખતા નહિ. સંવત્ ૧૯૫૮ ની સાલમાં વડોદરામાં હતા તે વખતે તેઓ મામાની પોળમાંથી કાંડીની પોળમાં અને શહેરમાં ગોચરી વ્હોરવા જતા હતા. તેઓ નિર્દોષ ગોચરી તરફ પૂરતું લક્ષ રાખતા હતા. ગોચરીના બેતાલીશ દોષ ટાળવાને માટે તેમને ઘણી કાળજી હતી. તેમણે એવો સંકલ્પ કર્યો હતો કે જ્યાંસુધી શરીર ચાલે ત્યાંસુધી ગોચરી જાતે વોરવી. આ દઢ પ્રતિજ્ઞા સં. ૧૯૬૯ ના વૈશાખ માસ સુધી પાળી હતી. અમદાવાદમાં સં. ૧૯૬૨ ની સાલમાં તથા ૧૯૬૫ ની સાલમાં ચોમાસું કર્યું તે વખતે તેઓ આંબલીપોળના ઉપાશ્રયથી તે શામળાની પોળ, રાજામહેતાની કાલુસાની પોળ ને લુણશાવાડા સુધી ગોચરી વોરવા જતા હતા. આવી રીતે ગોચરી વોરવામાં તેમની ઉત્કૃષ્ટતા દેખાઈ આવતી હતી. સંવત્ ૧૯૬૭–૬૮ ની સાલનું ચોમાસું પાટણમાં કર્યું તે વખતે તેઓ મણીઆતી પાડાથી નીકળી સાળવીવાડા સુધી ગોચરી વોરવા જતા હતા. તેમની સાથે ગોચરી જનારા સાધુ અકળાઈ જતા પણ પોતે અકળાતા નહિ અને તેઓ પોતાના શિષ્યોને એમજ કહેતા હતા કે, નિર્દોષ ગોચરી લાવવાથી ચારિત્રની રક્ષા થાય છે. ગૃહસ્થને જેમ ન્યાય સંપન્ન વૈભવની

પ્રાપ્તિ બહુ દુર્લભ છે, તેમ સાધુઓને નિર્દોષ આહારની પ્રાપ્તિ બહુ દુર્લભ છે. શ્રીમદ્ રવિસાગરજી મહારાજ સાહેબના પાસાં સેવવાથી તેમનામાં એ ગુણ ગુરૂવારસામાં ઉતરી આવ્યો હતો. નિર્દોષ ગોચરી વ્હોરવાને લીધે ગુણાનુરાગી અન્ય સાધુઓ તેમની પ્રશંસા કરવા ચૂકતા નહિ. નિર્દોષ ગોચરી વ્હોરવાથી ચારિત્ર પરિણામની શુદ્ધિ થાય છે અને વિકથા વગેરે પ્રમાદના દોષો દૂર ટળે છે તેવી તેમની માન્યતા હતી તેથી ખરેખર તેમના એવા વર્તનથી તેમનામાં પ્રમાદના ઘણા દોષો ટળી ગયા હતા તથા ઘણા ગુણો ઉત્પન્ન થયા હતા. ગામડામાં જ્યારે ૭-૮ ગાઉનો વિહાર થતો અને કોઈ પણ ગામ આવતું ત્યાં થાકી ગયા છતાં તેઓ પોતે ગોચરી વ્હોરવા જતા હતા અને પોતાના સાધુઓને પણ ચારિત્રમાં સહાય આપતા હતા. તેથી જે જે ગામોમાં તેમનો વિહાર થયો છે તે ગામોના શ્રાવકો તેમની ગોચરી વ્હોરવાની રીતની મુક્ત કંઠે પ્રશંસા કરે છે. છીંકણી કાગળ વગેરે સામાન્ય વસ્તુઓ જોઈતી હોય તો તે પણ પોતે જાતે શ્રાવકના ઘેર જઈ વ્હોરી લાવતા હતા. કપડાં, વસ્ત્ર પાત્ર વગેરે વ્હોરવાને માટે શ્રાવકોને ઘેર જતા હતા પણ ઉપાશ્રયમાં મંગાવતા નહોતા. સંવત ૧૯૫૮ ની સાલનું ચોમાસું પાદરામાં કર્યું તે વખતે પાદરામાં એક સોનીની દુકાને કાંઈ વસ્તુ લેવા ગયા હતા તેથી

ત્યાંના શ્રાવક વકીલ મોહનલાલ હિમચંદ તથા નંદલાલ લલ્લુભાઈ તથા ચુનીલાલ લલ્લુભાઇ તથા નગરશેઠે કહ્યું હતું કે આવા કામો માટે અપાસરામાં તેને બોલાવવો હતો? તમારે જવાની શું જરૂર હતી? ત્યારે શ્રીમદે જણાવ્યું કે તે કામ સાધુનું છે. તેને સામો બોલાવવાની કાંઈ જરૂર નથી. પાદરાના શ્રાવકો સાધુના આવા આચાર સંબંધી વાત સાંભળી ખુશ થયા હતા અને પ્રશંસા કરતા હતા કે આવા ગુરૂ મહારાજને ધન્ય છે.

શ્રીમદ્નામાં ગુરૂભક્તિનો ગુણ ઝળકતો હતો. તેઓ સામાન્ય વાતચિતમાં પણ પોતાના ગુરૂનું સ્મરણ પ્રસંગ આવે તે વખતે તેમના ગુણો ગાતા હતા અને પોતાના ગુરૂના ગુણોનો પ્રકાશ કરવા માટે ચૂકતા નહોતા. મહેસાણામાં રવિસાગરજી મહારાજની દેરી બંધાઇ ને તેમાં ૫-૬ હજાર રૂપીઆનું ખર્ચ થયું તે સંબંધી ઉપદેશ આપવા સાધુની રીત પ્રમાણે તેઓ ગુરૂભક્તિથી પ્રવૃત્તિ કરતા હતા. પાટણમાં શ્રીમદ્ રવિસાગરજી મહારાજની પાદુકાની સ્થાપના થઈ તેમજ પાલનપુરમાં સ્થાપના થઈ તેમાં તેમના ઉપદેશનોજ પ્રતાપ હતો. પોતાના ગુરૂમહારાજે જે જે સારા આચારો પ્રવર્તાવેલા તે પ્રમાણે તેઓ ઉપદેશ દેવાને વારંવાર પ્રવૃત્તિ કરતા હતા. તેમણે સં. ૧૯૪૩ ના વૈશાખ સુદ ૬ ના દિવસે દીક્ષા લીધી ત્યારથી તેઓ

ગુરૂમહારાજનું પાસુ છોડતા નહતા, અને સદાકાળ સેવાભક્તિ કર્યા કરતા હતા. સંવત્ ૧૯૪૪ ની સાલનું ચોમાસું માણસામાં કર્યું. તે વખતે શ્રીમદ્ રવિસાગરજી મહારાજની તેમજ અન્ય સાધુઓની સારી રીતે ભક્તિ કરી હતી. સંવત્ ૧૯૪૫ની સાલનું ચોમાસું વિજાપુરમાં કર્યું, તે વખતે વડસ્માના શ્રાવક જગલભાઇએ બે માસના ઉપવાસ કર્યા હતા. વિજાપુરની આજુબાજુના લોકો દર્શન કરવા જતા હતા. શ્રીમદ્ રવિસાગરજી મહારાજની શરીર પ્રકૃતિ નરમ રહેતી હતી. તે વખતે તેમણે જે ગુરૂસેવા કરી હતી, તે વિજાપુરનો સંઘ હજુ યાદ કરે છે. સંવત્ ૧૯૪૭ માં ચોમાસું પાટણમાં કર્યું તે વખતે શ્રીમદ્ રવિસાગરજી મહારાજથી ગોચરી જવાતું નહતું. ગુરૂમહારાજને ગોચરી વોરી લાવીને ખવડાવી, તેમના વસ્ત્રનો કાપ કાઢવો તે સર્વ કાર્યો શ્રીમદ્ સુખસાગરજી મહારાજ ઉઠાવતા હતા. પાટણના સાગરના ઉપાશ્રયના શ્રાવકો તેમની આવી ગુરૂસંબંધી ભક્તિ દેખીને બહુ ખુશ થૈને પ્રશંસા કરી હતી.

સંવત્ ૧૯૪૮ ની સાલથી શ્રીમદ્ રવિસાગરજી મહારાજે મેહસાણામાં સ્થિર વાસ કર્યો. શ્રીમદ્ રવિસાગરજી મહારાજથી ગામોગામ વિહાર થઇ શકતો નહોતો, અને ચાલવાની શક્તિ ન હોવાથી તેમણે મેહેસાણામાં સ્થિર વાસ કર્યો. તે વખતે તેમની પાસે સેવામાં રહેનાર શ્રી સુખસાગરજી મહારાજ હતા.

શ્રીમદ્ રવિસાગરજી મહારાજથી બહાર ગમન કરી શકાતું ન હતું, તેથી સર્વ પ્રકારની પોતે વ્યવસ્થા કરતા હતા. તેમજ રવિસાગરજી મહારાજની તબીયત નરમ હોવાથી આહાર કરતાં વધતું તે પોતે આરોગી જતા હતા. રવિસાગરજી મહારાજની આજ્ઞાનુસાર તેઓ પ્રવર્તતા હતા. વૃદ્ધાવસ્થામાં તેમને જરા માત્ર પણ ઓછું ન લાગે તેની પૂર્ણ કાળજી રાખતા હતા. મહારાજને માટે ગામમાં ગોચરીએ ફરીને તેમને અનુકૂળ જે આહાર મળે તે ગોચરીનો દોષ ટાળીને લાવતા હતા. તેઓ એમ માનતાં હતા કે પૂર્વભવના પુણ્યોદયથી ગુરૂ—સેવા મળી છે. માટે આ વખતે કેમ ખામી રાખું. શાસ્ત્રમાં વૈયાવચ્ચ ગુણને અપ્રતિપાતી કહ્યો છે. તેનો સારાંશ એ છે કે, જ્ઞાન, તપ, જપ, અને ક્રિયા પ્રમુખ ગુણોથી કદાચિત્ પડવાનું થાય છે પણ વૈયાવચ્ચ ગુણથી કદાપિ પડવાનું થતું નથી. વૈયાવચ્ચ કરનાર ઉપર ગુરૂની પૂર્ણ કૃપા રહે છે તેથી તેની પડતી થતી નથી. શ્રીમદ્ સુખસાગરજી મહારાજ સાહેબ એમજ માનતા હતા કે મારામાં ઘણું જ્ઞાન નથી, તપ કરવાની શક્તિ નથી તોપણ ગુરૂમહારાજની વૈયાવચ્ચ કરીને સંસારમાંથી તરવાનું છે, માટે મારે તો ગુરૂ તેજ આધારભૂત છે. ગુરૂમહારાજની સેવાથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે થોડું હોય છે તોપણ બહુજ ફાયદો કરે છે એમ તેમનો દૃઢ નિશ્ચય હતો તેથી તેમણે એવી

માન્યતાપૂર્વક જે જ્ઞાન પ્રાપ્ત કર્યું તેનાથી ઘણા ગુણો તેમનામાં ખીલી નીકળ્યા હતા. સં. ૧૯૫૪ ના જેઠ વદિ ૧૧ ના રોજ શ્રીમદ્ રવિસાગરજી મહારાજે સ્વર્ગગમન કર્યું ત્યાંસુધી તેમણે ગુરૂમહારાજની પરિપૂર્ણ સેવા ઉઠાવી હતી અને પોતાના આત્માને સફળ કર્યો હતો. ગુરૂમહારાજની સેવા–ભક્તિ કરવાનો ગુણ તેમનામાં પૂર્ણ રીતે ખીલી નીકળવાથી અન્ય સાધુઓની સેવા કરવામાં તેઓ કદિ પાછા પડતા ન હતા. અન્ય સાધુઓના સમાગમમાં આવતાં તેમની ગોચરી તથા વસ્ત્ર વગેરે લાવવાં વગેરે કાર્યમાં તેઓ જાત મહેનતથી પ્રવૃત્તિ કરી શકતા હતા. સંવત ૧૯૬૮ ની સાલનું ચોમાસું તેમણે પાટણમાં કર્યું તે વખતે પન્યાસ ચતુરવિજયજી વગેરે સાથે હતા તે વખતે તેમણે અન્ય સાધુઓનું કામકાજ કરવામાં પોતાના આત્માને કૃતાર્થ કર્યો હતો. તેઓ મનમાં એમજ માનતા હતા કે સાધુ સેવા કરવી એજ ખાસ કર્તવ્ય છે અને કલ્યાણ પણ તે થકીજ થાય છે.

**ગુરૂશ્રદ્ધા.**

તેમનામાં અપૂર્વ ગુરૂશ્રદ્ધા હતી. ગુરૂએ જે જે ઉપદેશો કરેલા તે તે ઉપદેશોમાં તેમને અપૂર્વ શ્રદ્ધા હતી, તેથી પોતાના ગુરૂના સ્વર્ગગમન પછી પણ તેમના ઉપદેશેલા આચાર પ્રમાણે પોતે પ્રવૃત્તિ કરતા હતા. ગુરૂના વચન ઉપર

જેને પૂર્ણ શ્રદ્ધા હોય છે તે આચાર વિચારમાં પણ દૃઢ રહી શકે છે. તેઓએ મરણ પર્યંત જે સાધુના દૃઢ આચારો પાળ્યા તેમાં ગુરૂની શ્રદ્ધા મુખ્ય હતી. તેમનામાં ગુરૂશ્રદ્ધાની એટલી બધી પ્રબળ વાસના હતી કે તેઓ ગમે તે સાધુઓના સમાગમમાં આવતા તોપણ ગુરૂશ્રદ્ધાની લાગણી સચોટ જળવાઈ રહેતી. ધર્મની બાબતમાં શ્રદ્ધા એ અપૂર્વ બળ છે અને તે અપૂર્વ બળ, ગુરૂ—શ્રદ્ધા ઉપર ટકી રહેલું હોય છે.

**વિહાર.**

શ્રીમદ્ સુખસાગરજી મહારાજ ગામોગામ વિહાર કરતા હતા. તેઓને એક ગામ પડી રહેવું પસંદ નહતું જ્યાંસુધી ગુરૂ—સેવામાં રહ્યા ત્યાંસુધી તેઓ ગુરૂની આજ્ઞા પ્રમાણે તેમની સાથેજ રહેતા હતા, પોતાના ગુરૂના સ્વર્ગગમન પછી તેઓએ કાર્તિક માસનાં મેહસાણાથી વિહાર કર્યો હતો અને પેથાપુરવાળા રવચંદ ગાંધીના સંઘની સાથે તેઓ સિદ્ધાચળ પધારી સિદ્ધાચળની યાત્રા કરી હતી. ત્યારબાદ તેમણે ગિરનારની યાત્રા કરી હતી. ત્યારબાદ ઘોઘા, ભાવનગર, લીંબડી, વઢવાણ, અને વિરમગામ વગેરે ઠેકાણે વિહાર કરવા લાગ્યા અને ત્યાંથી પાલનપુર જઈ ને સં. ૧૯૫૬ ની સાલનું ચોમાસું કર્યું ને સં. ૧૯૫૭ની સાલનું ચોમાસું સુરતમાં કર્યું ને ત્યાંથી વિહાર કરીને સં. ૧૯૫૮નું ચોમાસું પાદરામાં કર્યું ને ચોમાસા બાદ ડભોઇ, કાવી, ગંધાર,

ખંભાત વગેરે જઈ યાત્રા કરી માણસા, વિજાપુર, સાણંદ, અમદાવાદ, ચાણસ્મા, અને પાટણ વગેરે જુદે જુદે ઠેકાણે તેમણે ચોમાસાં કર્યાં. આ ઉપરથી જણાઈ આવે છે કે તેઓ વિહારમાં ઉગ્ર હતા અને આત્મકલ્યાણમાં પ્રવૃત્તિ કરવાને યથાયોગ્ય પ્રવૃત્તિ કરતા હતા.

**ભાષાસમિતિ.**

ભાષા સમિતિપૂર્વક વર્તવાનો તેમનામાં સારો ગુણ હતો. જ્યારે બોલતા હતા ત્યારે મુખે મુહુપત્તી રાખીને વા હાથ રાખીને બોલતા હતા, પણ ઉઘાડે મુખે બોલતા નહતા. કોઇની સાથે બોલવાનો પ્રસંગ પડે ત્યારે શાન્તરીતે મન સ્થિર રાખીને બોલતા હતા તેથી તેઓ ઘણા દોષોથી મુક્ત રહેતા હતા. કારણ વિના ન બોલવું તે ઉપર તેઓ રાજાના એક મૌન પુત્રની કથા કહેતા હતા. અને તે કથાથી પોતાના શ્રાવક-સાધુ ઉપર સારી છાપ પાડવાને માટે પ્રયત્ન કરતા હતા, પોતાના સમાગમમાં જે જે જૈનો આવતા હતા તેઓને ઉપયોગપૂર્વક બોલવાને માટે સૂચના કરતા હતા. સાધુ-સાધ્વીઓને ઉઘાડે મુખે ન બોલવું તે માટે વારંવાર ટોકતા હતા. કદાપિ કોઈ વખત અનુપયોગથી બોલી જતા હતા તો તે સંબંધી ઘણો પશ્ચાત્તાપ કરતા હતા તેથી તેમની સાધુસાધ્વીઓ ઉપર સારી છાપ પડતી હતી.

**ગંભીરતા.**

તેમનામાં ગંભીરતાનો ગુણ સારી રીતે ખીલ્યો હતો. તેમની પાસે હજારો મનુષ્યો અનેક વાતો કહેતા હતા પણ એકની વાત બીજાને કહેતા નહોતા. પોતાના શિષ્યોને પણ કહેવા લાયક વાતોજ કહેતા હતા અને તેથી પરિણામ એ આવતું હતું કે નકામી ખટપટો ઘણી બંધ પડતી હતી અને રાગ-દ્વેષનાં ઘણાં કારણો સ્વયમેવ નષ્ટ થઇ જતાં હતાં. શાસ્ત્રમાં ગંભીરતા ગુણની ઘણી સ્તુતિ કરવામાં આવી છે. **જે મનુષ્યમાં ગંભીરતાનો ગુણ ખીલ્યો હોય છે તે ઘણાઓનું કલ્યાણ કરવાને સમર્થ થાય** છે. ગંભીરતા ગુણવાળો સાગર જેવો ગણાય છે અને તેથીજ તેની મહત્તામાં વધારો થાય છે. જેનામાં ગંભીરતાનો ગુણ ખીલ્યો હોય છે તેવા સાધુની પાસે આવીને ઘણા લોકો પોતાનું પાપ પ્રગટ કરી દે છે અને તેથી તે ઘણા લોકોને સુધારવા શક્તિમાન્ થાય છે. શ્રીમદ્ સુખસાગરજી મહારાજમાં ઉચ્ચ પ્રકારની ગંભીરતા હોવાથી ઘણા માણસોએ તેમની સાથે આવી પોતાના આત્માનો સુધારો કર્યો હતો. તેઓ કદિ કોઇની નિંદા કરતા નહિ અને કોઇનાં ગુપ્ત મર્મ પ્રકાશવાને એક શબ્દ સરખો બોલતા નહતા. આવી ઉત્તમતાથી તેમની મુખમુદ્રા ઉપર ગંભીરતાની છાયા છવાઇ રહેતી હતી અને તેથી તેમના સમાગમમાં આવનારને તેમની ગંભીરતા વિષે સારી ખાત્રી

થતી હતી ગંભીરતાનો ગુણ જો સાધુઓમાં ખીલે છે તો તેથી પોતાના આત્માનું અને અન્ય આત્માઓનું કલ્યાણ કરવા શક્તિમાન્ થાય છે અને તેથી પરસ્પર મનુષ્યોમાં શાન્તિનો પ્રચાર પણ સારી રીતે કરી શકાય છે.

ગંભીરગુણ માટે જેટલી પ્રશંસા કરીએ તેટલી અલ્પ છે. ગુરૂમહારાજ સંઘાડો ચલાવતા હતા. અનેક મનુષ્યો પાસેથી અનેક વાતો સાંભળતા હતા પણ કદિ કટોકટીના પ્રસંગે ગંભીરપણું છોડતા નહોતા. તેમના શબ્દોમાં ગંભીરતાએ સજ્જડપણે વાસો કર્યો હતો. જૈનોને ગમે તેવાં પ્રાયશ્ચિત્તો આપતા હતા પણ તેની વાત કદિ અન્યના કાને જતી નહોતી. પન્દર વર્ષ સુધી તેમનો સમાગમ મ્હને રહ્યો અને તેમનો અનુભવ લીધો તેમાં ગંભીરતા તો સાગરની પેઠે દરરોજ વધતી હતી એવું અનુભવમાં આવે છે. તેમના મનમાં ક્ષુદ્રતા નામનો દોષ વાસતો હતોજ નહિ. કોઇનું અશુભ તેમણે કદિ ઇચ્છયું નહોતું. મૈત્રી ભાવનાએ તેમના હૃદયમાં ઘર કર્યું હતું. કોઇના ઉપર તેમણે શત્રુતા રાખી નથી. સર્વજીવોપર મૈત્રી ભાવના રહે ત્યારે સર્વજીવોની દયા પાળી શકાય છે. સર્વજીવોપર મૈત્રીભાવના સદા એક સરખી રીતે રહેવી એ કંઇ સામાન્યવાત નથી. જ્યારે [illegible] આવે ત્યારે તે અન્યોના મા
કહેતા હતા [illegible] ધીન છે. જે જેવું કર

**મૈત્રીભાવ.** તેવું પામશે. કોઇના ઉપર રાગ વા દ્વેષ કરવો ન જોઇએ” ઇત્યાદિ શબ્દો વિના અન્ય દ્વેષાત્મક વચન સાંભળ્યું નથી. તેમના મનમાં દયાનો વાસ હતો. દયાની માતા યતના છે. યતનાથી બોલવું, યતનાથી ચાલવું, યતનાથી ખાવું પીવું, યતનાથી સર્વ કાર્યો કરવાં, સૂક્ષ્મજંતુ પણ પ્રમાદથી ન મરી જાય તે માટે યતનાપૂર્વક અપ્રમાદી રહેતા હતા. કોઇ વખત અનુપયોગે અયતના થઇ જતી તો તેમની આંખમાં અશ્રુની ધારા વહેતી હતી. પોતાનામાં સદા તેઓ નિજગુણ હાનિને દેખતા હતા. કોઇ તેમને કહેતું કે તમે ખરા ચારિત્રી છો? ત્યારે તેના ઉત્તરમાં કહેતા કે “ખરૂં ચારિત્ર પ્રાપ્ત થવું બહુ કઠિન છે. કેવલી સ્વીકારે તેનું ખરૂં” આવી રીતે નિરભિમાન દશાને આગળ કરીને તેઓ પરિમિત શબ્દોમાં જે કંઇ કહેવું ઘટે તે કહેતા હતા. દરરોજની આવશ્યકાદિ ક્રિયાઓને તેઓ ભાવ શ્રદ્ધાપૂર્વક અને વિધિપૂર્વક કરતા હતા. ગોચરીના દોષો ટાળવા ઉપર તેમનું બહુ લક્ષ્ય હતું. તેઓ બે વખતની આવશ્યક ક્રિયાઓ ઉભા ઉભા કરતા હતા. વર્તમાન કાળમાં જેટલા સાધુઓ છે તેમાં ક્રિયાની બાબતમાં તેમનો પહેલો નંબર હતો. એમ જેટલા સાધુઓનો અનુભવ થયો છે તે દૃષ્ટિએ કથવામાં આવે છે. ઉપકાર ગુરૂ મહારાજનું સદા ધ્યાન થાઓ અને તેમની કૃપા સદા રહો. ૐ **शान्तिः ३**

# श्रीसद्गुरु सुखसागरषोडशकम्.

केदाररागेण गीयते.

सद्गुरुसुखसागरमहाराजं, वन्देऽहं गुणभ्राजं रे;
सप्तविंशतिगुणाविभ्राजं, क्षान्त्या पूर्णविराजंरे. स. १
क्रियापात्रश्रमणेषुसारम्, पञ्चमहाव्रतधारंरे;
ब्रह्मसुगुप्त्या जितमहामारं, संयममूलागारंरे. स. २
पूज्यं यमिनं दान्तं शान्तं, हृषीकेशं भगवन्तंरे;
भारतभव्यांबुज विकसन्तम्, भानुसमं महासन्तंरे. स. ३
सौम्यगुणालङ्कृतमहाभागं, कृतमूर्च्छापरित्यागंरे;
अर्हद्देवादौ कृतरागं, धृतसंसारविरागंरे. स. ४
पूजितशक्रादिकशुभदेवं, कृतनिजगुरु शुभसेवंरे;
गुरुवैयावृत्ये तु त्वमेव, जगति ख्यात एवंरे. स. ५
सर्वजीवेषु धृतसमभावं, भवपाथोधौनावंरे;
मोहदन्तिभेदनसिंहशावं, शान्तीकृतभवदावं रे. स. ६
धृतशुद्धाचारं गुणवन्तं, जिनाज्ञानुवदन्तंरे;
ग्रामानुग्रामं विचरन्तं, संयतवृन्दमहान्तं रे. स. ७
द्रव्यभावतो जापजपन्तं, मोक्षं प्रति गच्छन्तंरे;
सागरगच्छे कार्यवहन्तं, सामायिकभदन्तंरे. स. ८

घोरपरिषहसहने वीरं, मेरुवन्महाधीरंरे;
सम्यक्त्वश्रद्धागुणहीरं, सागरवद् गम्भीरंरे. स. ९
कृतगुणपोषं परिहृतदोषं, धृतनिजगुणसन्तोषंरे;
कृतनिर्मूलमहाशत्रुरोषं, जातक्षमादिकोषंरे. स. १०
परित्यक्तमहाकालप्रभीतिं, समतागुणतनुमूर्तिं रे;
नित्यंधृत सत्क्रियगुणस्फूर्तिं, धृतजैनागमनीतिंरे. स. ११
स्पर्शमणितः पूर्णोत्कृष्टः स्वनुभवदृष्ट्यादृष्टो रे;
त्वदीयप्रेममेघो महावृष्टः पुष्करो ममोपरिवृष्टोरे. स. १२
त्वच्छिष्यः सिद्धिमाप्नोति, कीर्त्या स्वर् व्याप्नोतिरे;
शक्रः त्वच्छिष्यं प्रस्तौति, भक्त्यैवं शक्नोतिरे. स. १३
प्राप्तज्ञानादिकसुखवृद्धिं, सम्वरधर्मसमृद्धिंरे;
प्रकटित स्याद्वादशुभबुद्धिं, आविर्भाव गुणाब्धिंरे. स. १४
धर्मोद्धारार्थं सुखकारं, जातत्वदीयावतारंरे;
वाञ्छितप्रद चिन्तामणिसारं, स्तौति स्मारं स्मारंरे. स. १५
सद्गुरुगुणगीतामृतपानं, पायं पायममानंरे;
बुद्धिसागरसूरिर्गानं, कृत्वा स्तौतीशानंरे. स. १६

## શ્રીમદ્ ગુરૂમહારાજ શ્રી સુખસાગરજી મહારાજ સાહેબના શિષ્ય-પરિવારની યાદી.

શ્રી જૈનાચાર્ય બુદ્ધિસાગરજી મહારાજ.
મુનિશ્રી ગુલાબસાગરજી સ્વર્ગગત.

મુનિશ્રી રંગસાગરજી.
મુનિશ્રી અમૃતસાગરજી    સ્વર્ગવાસી થએલ છે.
મુનિશ્રી ઋદ્ધિસાગરજી.
પંન્યાસશ્રી અજીતસાગરગણિ.
મુનિશ્રી વૃદ્ધિસાગરજી.
મુનિશ્રી જીતસાગરજી.
મુનિશ્રી મહેન્દ્રસાગરજી.
મુનિશ્રી કીર્તિસાગરજી.
મુનિશ્રી દેવેન્દ્રસાગરજી.
મુનિશ્રી ભક્તિસાગરજી.
મુનિશ્રી જયસાગરજી.
મુનિશ્રી ભાનુસાગરજી.
મુનિશ્રી ઉદયસાગરજી.
મુનિશ્રી હીરસાગરજી.

## મુનિમહારાજ શ્રી સુખસાગરજી મહારાજ સાહેબની સાધ્વીનો પરિવાર નીચે પ્રમાણે છે.

સાધ્વીજી લાભશ્રીજીની શિષ્યાઓ આઠ છે.
સાધ્વીજી માણેકશ્રીજીની શિષ્યાપરિવારની સંખ્યા આઠ છે.
સાધ્વીજી સુમતિશ્રીની બે શિષ્યાઓ છે.
સાધ્વીજી પ્રજ્ઞાશ્રી ઇત્યાદિ બીજી સાધ્વીઓ પણ છે.

# मुनिधर्म विषे.

( સુણો ચંદાજી. એ રાગ. )

અલી સાહેલી ગુરૂવાણી, સાંભળતાં હરખીત થાઇએ;
ગુરૂ ગુણ નિરખી હરખી, મન આણંદી શિવપુર જાઇએ;

ગુરૂ સમતારસના દરીઆ છે, ગુરૂ જ્ઞાનગુણેકરી ભરીઆ છે,
સંસાર સમુદ્રને તરીયા છે. અલી સાહેલી. ૧
ભવી જીવને બહુ ઉપકારી છે, કુમતા કુટિલતા વારી છે;
માયા મમતાને મારી છે. અલી. ૨
ગુરૂ જંગમ તીર્થ મહાજ્ઞાની, ગુરૂ આતમધ્યાનતણા ધ્યાની;
શુદ્ધ ધર્મતણા છે ગુરૂ દાની. અલી. ૩
ગોચરીના દોષ સદા ટાળે, નિજ આતમ ગુણને અજવાળે;
આધાર ગુરૂનો કળિકાળે. અલી. ૪
નિર્દંભી રંગી વૈરાગી, પરમાર્થદશા ઘટમાં જાગી;
મૂર્છા મમતા પરિગ્રહ ત્યાગી. અલી. ૫
સંયમરથ વ્હેવા છે ધોરી, આતમ ઉપયોગતણી દોરી;
મોહ ચોર કરે નહીં જસ ચોરી. અલી. ૬
કપટે કરી કીરિયા નહીં કરતા, ઉપસર્ગથકી ગુરૂ નહીં ડરતા;
હરતા પાપો ભવજલ તરતા. અલી. ૭
ધનધામતણા ગુરૂ નહીં રાગી, પરમાત્મદશા અંતર જાગી;
ગુણરાગી ત્યાગી સૈભાગી. અલી. ૮

અંતર દૃષ્ટિ હૃદયે રાખી, શુદ્ધ આતમ ગુણના અભિલાષી;
પરમાતમ અમૃત રસ ચાખી. અલી. ૯
ગુરૂ ડાક ડમાળે નહીં ચાલે, સંતોષ ભવનમાં નિત્ય મહાલે;
શુદ્ધ તત્ત્વ સ્વરૂપને નિહાળે. અલી. ૧૦
વિજાપુર ગ્રામે ગુણવંતા, સુખસાગર ગુરૂજી જયવંતા;
શુદ્ધ પંચ મહાવ્રત પાલંતા. અલી. ૧૧
એવા ગુરૂને વંદો ભાવે, નરનારી શાશ્વત પદ પાવે;
**બુદ્ધિસાગર** ગુરૂ ગુણ ગાવે. અલી. ૧૨

## વૈરાગ્યવિષે.

### ( રાગ ઉપરનો. )

સદ્‌ગુરૂ રવિસાગરની વાણી સાંભળી,
હર્ષોલ્લાસે મન મારૂં ઉભરાયજો;
શોક વિયોગાદિક ચિંતા દૂરે ટળે,
માન ગળે મળે સમકિતપદ સુખદાયજો. સદ્‌ગુરૂ. ૧
તન ધન યૌવન બાજી જૂઠી જાણજો,
રંગનો ચટકો મટકો દહાડા ચારજો;
આખર ખાલી હાથે જાવું એકલું,
ખારો નઠારો એવો આ સંસારજો. સદ્‌ગુરૂ. ૨
આરે જગતમાં રાવણ જેવા રાજવી,
કૌરવ પાંડવ બળીઆ માની યોધજો;
તે પણ આયુષ્ય ખુટી જતાં ચાલીયા,
તો પણ મૂરખ લાગે નહીં તુજ બોધજો. સદ્‌ગુરૂ. ૩

દીન દીન આયુ ખુટી જાયે જીવડા,
પાણીના પરપોટા જેવી દેહજો;
અગાશીમાં મહાલે શું મલકાઇને,
અંતે જાવું એકલું છોડી એહજો. સદ્‌ગુરૂ૦ ૪
કેઈ ચાલ્યા કેઇ ચાલે કેઇક ચાલશે,
જન્મ્યા તે મરશે એમ નિશ્ચય જાણજો;
અણધાર્યો તું પણ કોઈક દિન ચાલશે,
ફાંફાં મારે ફોગટ મનમાં આણજો. સદ્‌ગુરૂ૦ ૫
કેઇક રાણાને વળી કેઇક રાજ્યા,
મેલી ચાલ્યા રાજ્ય ઋદ્ધિ ભંડારજો;
રાણીઓ રોતી રહી તેની બાપડી,
રોયા ચાકર કરી કરી પોકારજો. સદ્‌ગુરૂ૦ ૬
મંદિર મેડી બાગ અને બહુ માળીઆં,
મરતાં સાથે કોઇ ન આવે જીવજો;
મુંઝાયો શું માયાના દુઃખ પાસમાં,
ત્યાગ કરંતાં પામે શાશ્વત શિવજો. સદ્‌ગુરૂ૦ ૭
આજ કાલ કરતાં તો દહાડા વહી ગયા,
આળસ ત્યાગી પામર પ્રાણી ચેતજો;
સદ્‌ગુરૂ સંગે રંગે રહીએ પ્રેમથી,
બુદ્ધિસાગર શિવરમણી સંકેતજો. સદ્‌ગુરૂ૦ ૮

श्रीसुखसागरसद्गुरुभ्योनमः

# श्रीसुखसागर गुरुगीता.

पगलां पडयां तारां अहो ज्यां तीर्थ ते मारे सदा,
तव पादनी धूलीथकी न्हातो रहुं भावे मुदा;
तव पादपद्मे लोटतां पापो कर्यां र्‌हेवे नहीं;
त्हें चित्तमां जे मानीयुं ते मान्य मारे छे सही. १

त्हारी कृपागंगाजले निर्मल सदा मनडुं रहे,
आ दास वण कालां अने घेलां वचन तव को कहे;
सेवा विना याच्‍या नहीं बीजी कशी तव आगळे,
तव बालुडाना बोलनी किंमत खरी तुं तो कळे. २

मुज चित्त तुजने वेचीयुं बाकी रह्युं ना को हवे,
प्रत्यक्ष दर्शन दे मने आ दास भावे ए लवे;
आ दासनी विज्ञप्तिमां दोषो थया जोशो नहीं,
ज्यां प्रेमभक्ति भक्तनी त्यां दोष टळता सहु अहीं. ३

સાચું શરણુ તા ં કર્યું ભીતિ હવે કયાંથી રહે ?
એ લોકલજ્જા ભીતિ તે તવ શરણુ તો કયાંથી રહે ?
અલમસ્ત ! ત્હારા પ્રેમમાં સંસારને શૂન્યજ ગણ્યો,
તવ સેવનામાં મુકિત છે એ સૂત્ર હું સાચું ભણ્યો. ૪
તવ સેવનાથી જે થતું તે ચિત્ત મારૂં જાણતું,
પ્રકટ્યા ગુણો મમચિત્તમાં તે ચિત્ત મારૂં માનતું;
તવ સંગતિસેવાથકી સંસ્કાર આત્મામાં પડ્યા,
ભુંસાય ના કો કાળમાં જે આત્મની સાથે જડ્યા. ૫
નિર્ભયપણું તવ બોધથી આત્માવિષે શોભી રહ્યું,
જે બ્રહ્મનું તે બ્રહ્મમાં નિર્ભયપણે વેદી લહ્યું;
પરમાત્મનું જે તેજ તે ત્હારા હૃદયમાં ઝળકતું,
તે તેજના ઝબકારથી મનડું અમારૂં મલકતું. ૬
ત્હારા હૃદયમાં સામ્યગંગા નિર્મળાં ઝરણાં વહે,
તવ વાણીના ઉદ્‌ગારથી સમતા અમારૂં મન લહે;
માંગલ્ય તનુની મૂર્તિથી આ પૃથ્વીને પાવન કરે,
તેથી ભલી આ આર્યભૂમિ શ્રેષ્ઠતા સૌમાં વરે. ૭
જય આર્યભૂમિ ! ધન્ય તુજને આર્યની માતા ખરી,
જય આર્યભૂમિ ! સાધુજનની ખાણુ તું જગમાં ઠરી;

સાત્વિક સદ્ગુણુ આણુ ઔજસ્ શુભ તવ ઉરમાં ભર્યું,
તીર્થંકરો અહીં જન્મ લે તેથી ખરૂં મનમાં ઠર્યું. ૮
જય આર્યભૂમિ માતને સહસ્ત્રવારે ધન્ય છે,
તીર્થો ઘણાં તુજપર રહ્યાં તેથી અહો કૃતપુણ્ય છે;
જ્યાં આર્યતાનું બીજ કોઇ કાળમાં વિણશે નહીં,
આર્યોકરે સહુ લોકને વાતાવરણથી તું સહી. ૯
આ આર્યભૂમિ તો અમારા પ્રાણનો અવતાર છે,
આ આર્યભૂમિ તો અમારા ધર્મનો આધાર છે;
આ આર્યભૂમિમાં અમારા સદ્ગુરૂજી અવતર્યા,
ચારિત્રને પાળી ભલું ઉજ્જવલવિચારે સંચર્યા. ૧૦
શુભ ધર્મનાં આંદોલનો પ્રસર્યાં અહીં ક્ષોભે ઘણાં,
મંદિર ઉજ્જવલ વર્ણનાં જ્યાં શોભતાં સોહામણાં;
ત્હારાં ગ્રહી શુભતત્ત્વને શુભ દેહ ગુરૂએ અહિં ધર્યો,
માટે તને બહુ ધન્ય છે ઉપકાર તેં સાચો કર્યો. ૧૧
જ્યાં સ્પર્શના ગુરૂએ કરી તેને સદા પાયે નમું,
એ ભૂમિપર બેસી ગુરૂના ધ્યાનની રમતો રમું;
જ્યાં આપ આસન વાળીને બેઠા હતા જે સ્થાનમાં,
તે સ્થાનને પ્રણમી થઉં મસ્તાન ચેતનધ્યાનમાં. ૧૨

ગુરૂની કૃપાથી જે થતું તે અન્યથી કદિ ના થતું,
એ સૂત્રનો અનુભવ કરી આલેખિયું સાચું મતું;
મુક્તિ ગુરૂના હાથમાં ના અન્યના તે સાથમાં,
સાહાય્ય શ્રી સદ્ગુરૂતણી ઇચ્છિત વસ્તુ આથમાં. ૩૧

આન્તરકૃપાથી સદ્ગુરૂનો હસ્ત જો શીરપર પડે,
દેવો રૂઠયા કંઈ ના કરે ને દુર્મતિ પણ ના નડે;
શ્રદ્ધા અને ભક્તિથકી ગુરૂની કૃપાની પ્રાપ્તિ છે,
ગુરૂની કૃપાએ મુક્તિની એકાન્તહેતુવ્યાપ્તિ છે. ૩૨

ગુરૂની કૃપા વણ જ્ઞાનની આશા અરે! કયાં રાખવી?
ગુરૂની કૃપાથી મુક્તિસુખની વાનગીઓ ચાખવી,
સ્વાર્પણ ગુરૂની સેવનામાં જે કરે તે ભવતરે,
કલિકાલમાં ગુરૂની કૃપા એ મુક્તિનું સાધન ખરે. ૩૩

ગુરૂની કૃપાને મેળવી તેં સત્ય સેવા કેળવી,
પ્રીતિ અને બહુમાનથી શુભભાવનાને ભેળવી;
આજ્ઞા ગુરૂની આદરે "જી હુકમ" એ મુખથી વદી,
સુશિષ્ય આજ્ઞા પાળતો આણા ન ભંગે તે કદિ. ૩૪

એવા સુશિષ્યો સ ગુરૂની પ્રીતિનું પાત્રજ બને,
નવ નિધિયો ને લબ્ધિયો કરજોડી રૂહે તેની કને

સુકીર્તિ તેની વિસ્તરે મન જીતીને ઠામે ઠરે,
ગુરૂભકત થઇ તેં શિખ્યું અદ્યાપિ એવું સાંભરે. ૩૫
સ્વાર્પણ કરીને જીંદગી જગલોકને ઉદ્ધારવા,
સેવા ભલી એ વિશ્વની સંસારજલધિ તારવા;
ઉપદેશ એવો આપીને ઉત્સાહ આપ્યો સો ગણો,
ઉત્સાહથી સેવાવિષે ઉદ્યમ ખરે વાધ્યો ઘણો. ૩૬
નિષ્કામ સેવા આદરી દૃષ્ટાંત એ આપ્યું મને,
ઉપકાર કરવાની પ્રવૃત્તિ ધન્ય છે શતશઃ તને;
ત્હારા મનોહર બોધમાં શાન્તિ સમાધિ ઝળકતી,
કરૂણા રહી ચક્ષુવિષે તે આર્દ્રભાવે ચળકતી. ૩૭
વૈરાગ્યરસસાગર બની ન્હવરાવીયો તેમાં મને,
પ્રત્યક્ષ જીવન દેખતાં વૈરાગ્યમય જીવન બને;
વૈરાગ્યના ભેદો ઘણા ત્યાં જ્ઞાનગર્ભિત મુખ્ય છે,
વૈરાગ્યભાવે પરિણમે ત્યાં સત્ય શિવપદ સૌખ્ય છે. ૩૮
વૈરાગ્ય ત્હમને દેખતાં ઝટ આવતો મનમાં ખરે,
જૈનો અને જૈનેતરો દેખી ત્હને એ ગુણવરે;
વૈરાગ્ય દેખે આવતો ઉપદેશ દેતાં શું બને ?
મુમુક્ષુઓ નિશ્ચય કરી વૈરાગ્યનો સાગર ભણે. ૩૯

વૈરાગ્ય ટાળ્યો ના ટળે લલચાવતાં વિષયોથકી,
વૈરાગ્ય એ શિવ સૌખ્ય દે રાખો હૃદય એવી વકી;
વૈરાગ્ય એવો ઉદ્ભવ્યો તવચિત્તમાં એવું ભણું,
સેવીજ પાસાં તાહરાં અનુભવપણે એવું ગણું. ૪૦

કલિકાલમાં નીતિથકી જે જીવવું તે દોહીલું,
સદ્વર્તને જગવર્તીને સમજાવ્યું તે એ સોહીલું;
હ્હારા જીવનના પટ્ટપર ડાઘો નહીં નિન્દાતણો,
તેથી જીવનનો પટ્ટ જગમાં ભાસતો સોહામણો. ૪૧

ઇર્ષ્યા નહીં કોપર જરા ચારિત્રવાટે ચાલતાં,
ગુણરાગ સમ્યક આચરો આચાર નિયમો પાળતાં;
કિરિયાતણું અજીર્ણ જ્યાં ત્યાં વિશ્વમાં નિંદા અરે,
ક્રિયા સુયોગી તું બન્યો નિંદા નહીં ચિત્રજ ખરે. ૪૨

નિજ ચિત્તની શુદ્ધિવિના કિરિયા કર્યાથી શું વળે ?
નિજ ચિત્તની શુદ્ધિથકી વાચ્છિત મેળા ઝટ મળે;
મુક્તિ મળે છે ચિત્તની શુદ્ધિથકી આગમ કથે,
આડંબરે મુક્તિ નહીં શુભહેતુના વૃન્દે મથે. ૪૩

નિજ ચિત્ત શુદ્ધિ રાખવી તે શૌચ સાચો ધારવો,
નિજ ચિત્ત શુદ્ધિ રાખીને પરભાવને ઝટ વારવો;

નિજ ચિત્તની શુદ્ધિ વિના આચાર વેષે ક્લેશ છે,
પરમાર્થ મુક્તિ પંથમાં તવ સત્ય એ ઉપદેશ છે. ૪૪
ક્રોધાદિના ઉપશમથકી નિજ ચિત્ત શુદ્ધિ થાય છે,
પરમાત્મપદની પ્રાપ્તિમાં શુભ સત્ય એહ ઉપાય છે;
ત્હેં ચિત્તની શુદ્ધિ ધરી આચારમાં સ્થિરતા ધરી,
તવ ચિત્તના ઉદ્ગારથી એ વાત મેં પરખી ખરી. ૪૫
પ્રામાણ્ય ત્હારી વાણીનું તવ જીવનમાં ઝળકી રહ્યું,
બોલ્યું ફરે ના તાહરૂં પ્રામાણ્ય વર્તનમાં રહ્યું;
પ્રામાણ્ય બોલી આદરી તેં શિખવ્યું મુજને ખરૂં,
આદર્શવત્ તવ બોધને પ્રીતિવડે મનમાં ધરૂં. ૪૬
પ્રામાણ્ય વણુ માનવપણું આ વિશ્વમાં કહેવાય ના,
પ્રામાણ્ય વણુ ધર્મી અહો ! એ નામ પણુ સોહાય ના;
પ્રામાણ્ય વણુ નીતિજીવનથી જીવવું મુશ્કેલ છે,
પ્રામાણ્યથી મુક્તિવિષે આરોહવું એ સ્હેલ છે. ૪૭
પ્રામાણ્ય વણુ વિશ્વાસ ના કોનો જગત્માં જાણવો,
પ્રામાણ્ય વણુ વ્યવહાર શો સાચો અરે કો માનવો;
પ્રામાણ્યવાણી કૃત્યમાં ત્યાં સિદ્ધિયો પાણી ભરે,
પ્રામાણ્યવાળી જીંદગીથી કાર્યની સિદ્ધિ ખરે. ૪૮

વિદ્વાન્ થાવું સ્હેલ છે આ વિશ્વમાંહિ માનવું,
અધિકારી થાવું સ્હેલ છે આ વિશ્વમાંહિ જાણવું;
ધનવંત થાવું સહેલ પણ પ્રામાણ્ય ગુણ મુશ્કેલ છે,
પ્રામાણ્યગુણને પામવો ના બાળકોનો ખેલ છે. ૪૯

પ્રામાણ્ય વણ જે બોલવું ધિક્કારને એ પાત્ર છે,
પ્રામાણ્ય વણ શ્રેષ્ઠિપણું એ હાસ્યરૂપે માત્ર છે;
પ્રામાણ્ય વણ ટેકીપણું નેકીપણું ક્યાંથી મળે,
પ્રામાણ્યની કિંમત નથી એવું અહો ! વિરલા કળે. ૫૦

પ્રામાણ્યની પ્રાપ્તિવિષે જે મરજીવા થઇને રહે,
પ્રામાણ્યને તે પામતા એવું અહો સન્તો કહે;
પ્રામાણ્યગુણની પ્રાપ્તિથી બીજા ગુણો પણ આવતા,
નૃપતિ અહો જ્યાં સંચરે ત્યાં સેવકો પણ જાવતા. ૫૧

પ્રામાણ્યના કોલો કરે બોલી નરો જગમાં ઘણા,
સોગન્ન ખાતા દેવના નહિ બોલમાં રાખે મણા;
ઘાતક બને વિશ્વાસના પ્રામાણ્યને દૂરે કરે,
વિરલાજનો પ્રામાણ્યથી નિજ જીવનને સફલું ધરે. ૫૨

પ્રામાણ્ય જીવન દેખતાં ઉપદેશ તવ લાગ્યો ખરે,
રહેણી વિના ઉપદેશની કિમ્મત નથી જગમાં અરે !

પ્રામાણ્ય જીવન તાહરૂં શુભભાવથી શોભી રહ્યું,
શ્રીસદ્ગુરો ! તવસંગતેં પ્રમાણ્યને ભાવે લહ્યું. ૫૩
પરમાર્થના પન્થે વહ્યો તું ફર્જ નિજ માની સદા,
પરમાર્થ કરણી ફર્જ છે, નિજ માન્યતા માની મુદા;
પરમાર્થમાં નિજ સ્વાર્થને માની સદા શોભી રહ્યો,
કર્તવ્યની કરણી કરી અધિકારથી શોભા લહ્યો. ૫૪
પરમાર્થ કરવા ભીતિને મનમાં જરી ધારી નહીં,
પરમાર્થ સેવા એ ભલી નિર્લેપતા શોભી રહી;
પરમાર્થ સેવા એ ભલી જ્યાં ખેદ ના સ્વપ્ને થતો,
પરમાર્થ સેવા પન્થમાં તું કર્મયોગી છે છતો. ૫૫
પરમાર્થ જીવન જીવવું એ વિશ્વમાં જીવ્યું ભલું,
પરમાર્થ વણ રાક્ષસ સમી એ જીંદગી જાણો ખલું;
પરમાર્થ કરણીથી સદા સાધુ પુરૂષો શોભતા,
પરમાર્થના જે સેવકો તે દુર્ગતિને થોભતા. ૫૬
પરમાર્થ વણ અધિકાર સત્તાથી થયું શું માનવું,
પરમાર્થ વણ નૃપતિ થતાં ના ઉચ્ચજીવન જાણવું;
પરમાર્થની કરણીવિના આવોળફૂલ સમ માનવી,
પરમાર્થની સેવા ભલી એ નિત્ય ચિત્તે આણવી. ૫૭

પરમાર્થમાટે પ્રાણને અર્પણ કરે સન્તો સદા,
પરમાર્થથી પાછા પડે ના સાધુઓ જગમાં કદા;
સ્વાર્પણ કરે નિજ જીંદગી ચાહોમથી પરમાર્થમાં,
પરમાર્થમાં રાચી રહે તે મુંઝતા ના સ્વાર્થમાં. ૫૮
પરમાર્થની કિમ્મત નથી પરમાર્થ પ્રભુસંદેશ છે,
પરમાર્થ વણ સાધુપણાનો વેષ તે પણ ક્લેશ છે;
પરમાર્થ સેવા જે કરે નિષ્કામથી તે ધન્ય છે,
પરમાર્થને ફર્જજ ગણે તે માનવી કૃતપુણ્ય છે. ૫૯
પરમાર્થ કરણીમાં રહી નિજ ફર્જ માનવની ખરી,
પરમાર્થને ભૂલ્યા જનો તે અવતર્યા ના અવતરી;
નિષ્કામથી પરમાર્થનાં કાર્યો કરે મુક્તિ થતી,
નિષ્કામયોગી તે ખરા પરમાર્થમાં જેની ગતિ. ૬૦
પરમાર્થના ઉપદેશમાં ને રહેણીમાં સાધુપણું,
પ્રત્યક્ષ દીઠું તુજવિષે એ લાગતું સોહામણું;
પરમાર્થ કરણીમાં મને ઉત્સાહ આપ્યો તેં ઘણો,
તું પૂજ્ય શ્રદ્ધાવંત તેથી લાગતો સોહામણો. ૬૧
પરમાર્થની કરણીથકી પાછો પડયો નહિ તું કદા,
પરમાર્થ શ્વાસોચ્છ્વાસમાં પ્યારો મ્હને તેથી સદા;

પરમાર્થિમાનવચરણુ ધૂળે ચિત્તમાં પરમાર્થતા,
પ્રકટે ખરો વિશ્વાસ એ નાસે હૃદયની સ્વાર્થતા. ૬૨
પરમાર્થિમાનવ શ્રેષ્ઠ છે આ વિશ્વમાં વિશેષ છે,
પરમાર્થની પ્રીતિ ખરી પરમાર્થિનો આદેશ છે;
પરમાર્થમાં સ્વાર્પણુ કરો નિજ જીંદગી સમજુ જનો,
સાચા હૃદયના ભાવથી પરમાર્થિયો ભવ્યો બનો. ૬૩
પરમાર્થનાં કૃત્યો કરી પરમાર્થતા દર્શાવતા,
ગુરૂજી ! તમોને ધન્ય છે, સાચું સદૈવ જણાવતા;
પૂજ્યત્વ, ગુણુથી આવતું એ સૂત્રને સાચું કર્યું,
ગુરૂજી ! તમારૂં અંગ નિસ્પૃહભાવથી પૂરૂં ભર્યું. ૬૪
જ્યાં ભાવ નિઃસ્પૃહ હોય છે ત્યાં સત્યતા શોભે ખરી,
જે નિઃસ્પૃહી જન હોય છે તે સત્ય બોલે મન ધરી;
જે નિઃસ્પૃહી સાધુ થતો તે સત્ય આચારે ધરે,
ગુરૂજી ! તમોને ધન્ય છે વૈરાગ્ય મન પામ્યા ખરે. ૬૫
વૈરાગ્ય વણુ સંતોષને ત્યાગીપણું નહિ આવતું,
વૈરાગ્યથી સંન્યાસ પદ પરમાર્થપદ મન ભાવતું;
વૈરાગ્યથી મુક્તિ મળે આસક્તિ વિષયોની ટળે,
વૈરાગ્યના સંસ્કારથી નિજભાવની વેળા વળે. ૬૬

વૈરાગ્ય ગુણુથી ત્યાગ છે ને ત્યાગ ભાવે દાન છે,
વૈરાગ્યથી શુભ જ્ઞાન છે વૈરાગ્યથી નિજ ભાન છે;
વૈરાગ્યથી નિર્લેપતા વ્યવહારકાર્યોમાં રહે,
ભોગોવિષે નિઃસંગતા વૈરાગીઓ એવું કહે. ૬૭

વૈરાગ્યની વૃદ્ધિ થતાં નિઃસંગતા વધતી ખરે,
વૈરાગ્યની તું જીવતી મૂર્તિ અનુભવતા વરે;
કાર્યોવિષે નિઃસંગતા અનુભવવડે મનમાં વધે,
રત્નત્રયીનું સાધ્ય તે સાધનથકી સમ્યક્ સધે. ૬૮

આચાર પાળે સાધુના શાસ્ત્રોવિષે જે જે કહ્યા,
કાલાદિ સામગ્રીવડે પરિણામ ઉંચા ત્હેં ગ્રહ્યા;
નિરહંપણે કાર્યો કરે સંવર અને નિર્જર ધરે,
નિષ્કામધાર્મિકયોગથી આસ્રવદશાને સંહરે. ૬૯

સન્માનની ઇચ્છા નહીં અપમાનથી ખેદજ નહીં,
અભિમાન નહિ આચારનું સમતા હૃદય ઝળકી રહી;
ત્હેં લોકરંજનકારણે આજીજી કોની ના કરી,
નિષ્કામ આતમભાવથી “જીહાંની” વૃત્તિ પરિહરી. ૭૦

પરપુદ્ગલે ના ઇષ્ટવૃત્તિ ત્હેં હૃદયથી આદરી,
આહાર આદિ વસ્તુમાં ત્હેં ઇષ્ટતાને ના ધરી;

આહાર ને વ્યવહારમાં સમભાવથી વર્તન થયું,
પૂર્વે મુનિવર જે થયા અનુકરણ ત્હેં ત્હેનું કર્યું. ૭૧
આ વિશ્વમાં સમતા વિના શોભે નહિ સાધુ કદિ,
આ વિશ્વમાં પાણી વિના ના શોભતી જેવી નદી;
આ વિશ્વમાં શૂરત્વ વણ શોભે ન ક્ષત્રી માનવી,
કિરણો વિના આ વિશ્વમાં શોભે નહીં ઉગ્યો રવિ. ૭૨
આ વિશ્વમાં પર્ણો વિના શોભે ન જેવી વેલડી,
મીઠાશ વણ આ વિશ્વમાં શોભે ન જેવી શેલડી;
આ વિશ્વમાં પ્રીતિ વિના શોભે ન જેવાં દંપતી,
આ વિશ્વમાં સમતા વિના શોભે ન તેવો સંયતિ. ૭૩
આચાર્ય આચારોવડે વિદ્યાર્થી વિદ્યાથી યથા,
લજ્જાથકી રમણી યથા સમતાથકી સાધુ તથા;
વિદ્વાન્ થાતાં શું થયું સમતા વિના ના સંયમી,
શૂરો ક્ષમાથી શોભતો સમતાથકી તેવો દમી. ૭૪
શું તપ કરે શું જપ કરે શું તીર્થમાં ભમતાં ફરે,
શું લોચ મુંડાવે અરે ! સમતા વિના કિરિયા કરે;
સેવાથકી શું સાંપડે ભક્તિથકી શું શું થતું,
સમતા વિના ચારિત્રને પાળ્યું સદા નિષ્ફળ જતું. ૭૫

સમતાથકી સિદ્ધિ થતી શાસ્ત્રો સકલ સાક્ષી ભરે,
સમતાવડે બાંધેલ આઠે કર્મને ઝટ નિર્જરે;
પરમાત્મસુખની વાનગી સમતાવડે ક્ષણમાં મળે,
કોટિભવોનાં કર્મ સમતાયોગથી ક્ષણમાં ટળે. ૭૬
સમભાવને તેં આદર્યો પાસે રહી અનુભવ કર્યો,
તેથીજ જગમાં પૂજ્ય તું નિશ્ચય હૃદયમાં એ ઠર્યો;
સમતાવડે ઉપકાર જગમાં જે કર્યા તે સાંભરે,
તારે ભવાંભોધિથકી ભવજંતુને પોતે તરે. ૭૭
સમભાવથી જગ દેખતાં નિર્લેપતા મનમાં રહે,
સમભાવમાં સાધુપણું મહાવીર ઉપદેશે કહે;
સમભાવ સામાયક કહ્યું આગમ વિષે તે દેખવું,
સમભાવથી મુક્તિપણું એ આત્મભાવે પેખવું. ૭૮
સમભાવમાં વર્તી રહ્યા વંદન કરોડો વાર હો,
તવ ધ્યાનમાં રાચી રહ્યો ભવસાગરેથી તાર હો!
સમભાવ કહેનારા કરોડો જન મળે આ
સમભાવની રહેણી વિના કથનીથકી તાત્પર્ય શું? ૭૯
સમભાવની દૃષ્ટિથકી ચૈતન્ય સૃષ્ટિ ખીલવી,
સમભાવની દૃષ્ટિથકી પરમાર્થ સેવા કેળવી;

સમભાવની દૃષ્ટિથકી કાર્યો કરે નિષ્કામથી,
સમભાવને તું ખીલવે નિજભાવપ્રાણાયામથી. ૮૦

કામજિતક.

જે કામથી બંધાય છે દુનિયા સદા વિષયોવિષે,
તે કામને તેં જીતીયો બ્રહ્મચર્યવ્રતધારણમિષે;
સંસારમાં બંધન ખરેખર કામનું કહેવાય છે,
અકૃત્ય એવાં પાપકર્મો કામથીજ કરાય છે. ૮૧

જ્યાં કામ છે ત્યાં રામ નહિ જ્યાં કામ ત્યાં શાન્તિ નહીં,
જ્યાં કામની વાતો થતી ત્યાં મોહની સ્વારી સહી;
જ્યાં કામની ચેષ્ટા થતી ત્યાં મૃત્યુ વાજાં વાગતાં,
જ્યાં કામનો સંકલ્પ ત્યાં ભૂતો ઉંઘેલાં જાગતાં. ૮૨

જ્યાં કામ ત્યાં આરામની વાતો કરો તે ફોક છે,
જ્યાં કામની છે વાસના ત્યાં બોલવું રણપોક છે;
જ્યાં કામનું સન્માન ત્યાં અપમાન શીયલદેવનું,
જ્યાં કામની ઇચ્છા થતી ત્યાં જોર છે કુટેવનું. ૮૩

જે કામના તાબે થતો તે સર્વનો નોકર બને,
નિર્બળ બને આચારમાં શક્તિ રહે ના તેકને;

જે બ્રહ્મવ્રતને ધારતો તે વચન સિદ્ધિ પામતો,
જે બ્રહ્મવ્રતને ધારતો તે કામ્યભોગો વામતો;
જે બ્રહ્મવ્રતને ધારતો તે વિશ્વનો છે દેવતા,
ત્હેનાં ચરણ નૃપતિસુરાસુરભવ્યવૃન્દો સેવતા. ૯૩

સર્વ વ્રતોમાં મુખ્ય છે, એ શીયલવ્રતને જાણવું,
સાચી સમાધિ બ્રહ્મચર્યે એજ ચિત્ત માનવું;
જે દ્રવ્યથી ને ભાવથી નિજવીર્યની રક્ષા કરે,
તે દ્રવ્યથી ને ભાવથી નિજયોગની પુષ્ટિ ધરે. ૯૪

## પ્રતિજ્ઞાપાલન.

બોલે વિચારી બોલ પાછા વદનમાં પેસે નહીં,
જે જે પ્રતિજ્ઞા તું કરે તે પાળતો નિશ્ચય સહી;
બોલ્યા પ્રમાણે વર્તીને આદર્શ જીવન ત્હેં કર્યું,
એ જીવન ઉત્તમ જાણીને મેં ચિત્તમાં ભાવે ધર્યું. ૯૫

લવ્ લવ કરે બોલી ફરે તે માનવી ના ઢોર છે,
ઉપયોગ વણ જે બોલતો તે મૂઢ જનનો ગોર છે;
બોલે વિચારી બોલને ભાષાસમિતિ તે વરે,
બોલે વિચારી બોલને તે કાર્ય ધાર્યાં સૌ કરે. ૯૬

જે ચિત્તનો અસ્થિર માનવ બોલ બોલીને ફરે,
વિશ્વાસ તેનો જે કરે ઉપક્રમથકી તે ઝટ મરે;
જે બોલ બોલી પાળતો તે રાખતો નિજ આબરૂ,
ભાષાસમિતિ જે ધરે તે સાધુને વંદન કરૂં. ૯૭

ગુપ્તિ.

હેં કાયગુપ્તિ વચનગુપ્તિ ચિત્તગુપ્તિ આદરી,
શક્તિ પ્રમાણે યત્નથી ચારિત્રની રક્ષા કરી;
કલિકાલમાં ચારિત્રને પાળ્યું ખરા મન ભાવથી,

કહેણીરહેણી.

કહેણી પ્રમાણે રહેણીના ઉત્તમ મહા શુભ દાવથી. ૯૮
જે વચનપાતે વીર્યપાતજ થાય તે શું બોલવું,
જે બોલવું તે ન્યાય્યના કાંટે ધરીને તોળવું;
જે બોલવું તે ન્યાય્યથી મધ્યસ્થતા હૃદયે ધરી,
આચારમાં એ મૂકીને હેં સાધુતા સફળી કરી. ૯૯

ઔદાર્યદૃષ્ટિ.

ઔદાર્યની જે ભાવના આચારમાં તવ દેખી એ,
ઔદાર્ય વર્તન ભાવના સર્વત્ર મેં નહીં પેખી એ;

ઔદાર્યથી પરમાર્થનાં કૃત્યો મઝાનાં થાય છે,
ઔદાર્યથી મોટાઇ મનની પેખતાંજ જણાય છે. ૧૦૦
ઔદાર્યથી વાંધા ટળે ટંટા બખેડા ઝટ ટળે,
ઔદાર્યથી સ્વાતંત્ર્યની સત્તા ભલી જગમાં મળે;
ઔદાર્યથી સૌ લોકની સાથે સદા રહેવાય છે,
જગ સંઘની વૃત્તિ થતી ઔદાર્યથી પરખાય છે. ૧૦૧
ઔદાર્યથી સૌ સાથમાં સંપી ઘણું રહેવાય છે,
વિસ્તીર્ણ દૃષ્ટિને ખરે ઔદાર્ય નામ અપાય છે;
વિસ્તીર્ણ દૃષ્ટિ શક્તિથી ઔદાર્ય ફેલાવાય છે,
વિસ્તીર્ણ દૃષ્ટિ વણ હૃદય તો સાંકડું થઇ જાય છે. ૧૦૨
વિસ્તીર્ણ દૃષ્ટિ જ્યાં નથી ત્યાં વિશ્વહિત ક્યાંથી વસે ?
વિસ્તીર્ણ દૃષ્ટિ જ્યાં નથી ત્યાં સદ્‌વિચારો શા થશે !
વિસ્તીર્ણ દૃષ્ટિમાં વસે પ્રભુતા ખરેખર જાણશો,
ઔદાર્ય દૃષ્ટિને ખરેખર ચિત્તમાં ઝટ આણશો. ૧૦૩
ઔદાર્ય વધતું જ્ઞાનથી ને પૂર્વભવસંસ્કારથી,
ઔદાર્યથી ઉપકાર કરણીમાં થતો જન સહારથી;
ઔદાર્ય દૃષ્ટિ ખીલવે તે વિશ્વવંદ્ય સુહાય છે,
મોટાઈ મનની ત્યાં વસે ઔદાર્ય જ્યાં પ્રકટાય છે. ૧૦૪

વિસ્તીર્ણ દૃષ્ટિ રાખવા ઉપદેશ ત્હેં દીધો ઘણો,
ઔદાર્ય દૃષ્ટિ ખીલવવી આચાર મનમાં એ ભણો;
ઔદાર્ય દૃષ્ટિ રાખવી એ સન્તજનનો ધર્મ છે,
ઔદાર્ય દૃષ્ટિ ખીલવવી એ સન્તવાણી મર્મ છે. ૧૦૫

ઔદાર્યનો ઉપદેશ એ મારા હૃદયમાં વ્યાપતો,
ઔદાર્ય દૃષ્ટિ ખીલવવા ઉત્સાહતાને થાપતો;
ગુણરાગ ત્હારા હૃદયમાં વ્યાપી રહ્યો આચારમાં,
ભૂલ્યો નહીં ગુણરાગને પરમાર્થના વ્યવહારમાં. ૧૦૬

ગુણરાગી.

ગુણ રાગની જીવતી પ્રતિમા તું થયો સંસારમાં,
ગુણરાગ દેવા અવતર્યો માનવતણા અવતારમાં;
ગુણરાગ જ્યાં વાસો વસે ત્યાં સર્વગુણ પ્રકટે ખરે,
ગુણરાગ માનવભવવિષે સહુ દોષને ક્ષણમાં હરે. ૧૦૭

ગુણરાગથી ગુણ પ્રકટતા જ્યાં ત્યાં જગતમાં દેખવું,
ગુણરાગથી સમ્યકત્વ ગુણ પ્રકટે ખરેખર પેખવું;
ગુણરાગ વણ જે માનવી તે દોષદૃષ્ટ્યા અન્ધ છે,
ગુણરાગ વણ મિથ્યાત્વથી કર્મે ખરેખર બન્ધ છે. ૧૦૮

ગુણરાગ દૃષ્ટિ કૃષ્ણમાં એ શ્વાન દંત વખાણતો,
ગુણરાગ દૃષ્ટિ માનવી દોષો ન મનમાં આણતો;
ગુણરાગ દૃષ્ટિ માનવી જગહંસની દૃષ્ટિ ધરે,
ગુણરાગ દૃષ્ટિ જે વરે તે ધર્મની પોઠી ભરે. ૧૦૯

સંકીર્ણદૃષ્ટિત્યાગ.

સંકીર્ણદૃષ્ટિયોગથી જે ખેદને ભેદો પડે,
જે સાંકડા વિચારથી લોકો પરસ્પર બહુ લડે;
એ સાંકડી દૃષ્ટિથકી ઈર્ષ્યા થતી માનવ વિષે,
સંકીર્ણદૃષ્ટિયોગથી આ વિશ્વની પડતી દીસે. ૧૧૦

એ સાંકડી દૃષ્ટિ ત્યજી ઔદાર્ય દૃષ્ટિ આદરો,
ઔદાર્ય દૃષ્ટિ આદરીને વિશ્વનું શ્રેયસ્ કરો;
આચારમાં વિચારમાં જે સાંકડા માનવ રહે,
તે સત્યને દૂરે કરીને નીચ પદવીને લહે. ૧૧૧

જે સાંકડી દૃષ્ટિ ધરે તે વિશ્વમાંહી શું કરે ?
ગંદા વિચારો જે કરે તે દુઃખમાં ડૂબી મરે,
ખ્હોળા અને સારા વિચારો સત્ય શાન્તિ આપતા,
દાબે કદાપિ કોઇ તોપણ વિશ્વમાં તે વ્યાપતા. ૧૧૨

ઔદાર્ય એવું ચિત્તમાં ઉપદેશમાં આચારમાં,
હેં શિખવ્યું નિશ્ચય અને આ જગત્‌ના વ્યવહારમાં;
ઔદાર્ય દૃષ્ટિ ધારતા તે સદ્‌ગુરૂ ગુણને વહે,
ઔદાર્ય દૃષ્ટિવંત જન આ વિશ્વમાં સુખડાં લહે. ૧૧૩

આગમથકી અવિરોધરૂપે જે વિચારો થાય છે,
જ્યાં દેશ કોમ ને ધર્મની શુભ ઉન્નતિ પ્રકટાય છે;
જ્યાં જ્ઞાન ને આચારની છે ઉન્નતિ આ કાલમાં,
વિસ્તીર્ણદૃષ્ટિ તે ભણો ના ભૂલશો જંજાલમાં. ૧૧૪

નીતિ વધે રીતિ વધે સ્વાતંત્ર્ય પરમાર્થે વધે,
પરતંત્રતા સાપેક્ષથી રહેતી ભલું સાધન સધે;
ઔદાર્યદૃષ્ટિ તે ખરી જ્યાં સત્યતા પોષાય છે,
જ્યાં નાશ થાતો ધર્મનો ઔદાર્ય તે ન ગણાય છે. ૧૧૫

જ્યાં દીર્ઘ દૃષ્ટિ હોય છે, ઔદાર્ય ત્યાં વધતું રહે,
વ્યવહાર અને પરમાર્થની ત્યાં ઉન્નતિ વેગે વહે;
ઔદાર્ય દૃષ્ટિ ખીલવવા શક્તિ સદા નિજ વાપરો,
ઔદાર્યદૃષ્ટિ સેવીને સહુ વિશ્વનું શ્રેયસ્ કરો. ૧૧૬

પાસાં તમારાં વેઠીને ઔદાર્ય મેં એ મન ધર્યું,

મળતાપણું.

મળતાપણું સહુ સાથમાં આચારમાં અંગીકર્યું;
મળતાપણું સહુ સાધુથી રાખી સ્વધર્મે તું રહો,
મળતાપણાને રાખીને ત્હેં સંપ શિર સાટે વહો. ૧૧૭
મળતાપણું જે રાખતા તે સ્વાદતા સુખ સ્વાદને,
મળતાપણું જે ધારતા તે વારતાજ વિવાદને;
મળતાપણું રાખ્યાથકી બહુબળ વધે વ્યવહારમાં,
ક્લેશો સમે પ્રીતિ વધે સદ્‌ગુણ વધે આચારમાં. ૧૧૮
ઔદાર્યને લઘુતાથકી મળતાપણું વધતું રહે,
શુભમિલનતા ધાર્યાથકી પરમાર્થતા વૃદ્ધિ લહે;
જે મિલનતા સહુ સાથમાં રાખે ખરો તે માનવી,
પર્વત વિષે મેરૂ સમો ને ગ્રહગણે જેવો રવિ. ૧૧૯
જ્યાં સુજનતા ખીલે ખરી ત્યાં મિલનતા વ્યાપી રહે,
ત્યાં ભેદ ખેદ ટળે ઘણા ને ચિત્તમાં શાન્તિ વહે;
શુભ મિલનતા ગુણ ધારવો આ કાળમાં છે દોહીલો,
જ્યાં નમ્રતા ગુણરાગ ત્યાં એ પામવો ઝટ સોહીલો. ૧૨૦
એ મિલનતા ગુણ તવ વિષે પાસે રહીને અનુભવ્યો,
પ્રકટી અસર તેથી ઘણી મમચિત્તમાં ભાવે કવ્યો;

એ મિલનતા ગુણ રાખવા આદર્શ જીવન તાહરૂં,

ગુર્વાજ્ઞાપાલન.

તું પૂજ્ય એવા સદ્દગુણે એમ માનતું મન માહરૂં. ૧૨૧
સેવા કરી તેં સદ્‌ગુરૂની સર્વને અર્પણ કરી,
આજ્ઞા ગુરૂની માનતો સન્માનબહુપ્રીતિ ધરી;
આજ્ઞા ગુરૂની પાળવી એ ફર્જ ત્હારી સાચવી,
નજરે નિહાળી સંગતે ને ચિત્તમાંહે અનુભવી. ૧૨૨
આજ્ઞા ગુરૂની માનતા એવા જનો વિરલા જડે,
નિન્દા ગુરૂની જે કરે તે વિશ્વમાંહિ રડવડે;
સેવાથકી મેવા મળે શ્રદ્ધા સુભક્તિ સદ્‌ગુણે,
આત્માર્થતા પ્રકટે ભલી પરબ્રહ્મને પોતે સુણે. ૧૨૩
પાસાં ગુરૂનાં સેવીને ત્હેં ધર્મશ્રદ્ધા મેળવી,
પાસાં ગુરૂનાં સેવીને ત્હેં સ્થૈર્યશક્તિ કેળવી;
પાસાં ગુરૂનાં સેવીને અનુભવ ઘણા મનમાં લહ્યા,
પાસાં ગુરૂનાં સેવીને અનુભવ ઘણા મુજને કહ્યા. ૧૨૪
શ્રદ્ધા અને ભક્તિથકી પાસાં ગુરૂનાં સેવતા,
સુશિષ્ય વિનયે આ ભવે વાણીથી થાતા દેવતા;

પાસાં ગુરૂનાં સેવીને ચૈતન્યજ્ઞાની જન થતો,
પાસાં ગુરૂનાં સેવતાં શિવમાર્ગમાં માનવ જતો. ૧૨૫

ગુરૂસેવા

શ્રી સદ્ગુરૂ સેવા વિના વિદ્વાન્ થાતાં શું વળે,
શ્રી સદ્ગુરૂ સેવા વિના જગમાં ફર્યાથી શું મળે?
શ્રી સદ્ગુરૂગમજ્ઞાનની પ્રાપ્તિથકી સિદ્ધિ થતી,
શ્રી સદ્ગુરૂ ગમ જ્ઞાનની પ્રાપ્તિ થકી પંચમ ગતિ. ૧૨૬
શ્રી સદ્ગુરૂને સેવતાં પરમાર્થ સિદ્ધિ થાય છે,
શ્રી સદ્ગુરૂને સેવતાં પાપો ભવોનાં જાય છે;
શ્રી સદ્ગુરૂને સેવતાં સ્યાદ્વાદમાર્ગ પમાય છે,
શ્રી સદ્ગુરૂને સેવતાં વિઘ્નોજ દૂર પલાય છે. ૧૨૭
હ્હેં સદ્ગુરૂ સેવા કરી એ પૂર્ણ મમ મનમાં ગમે,
પ્રત્યક્ષ તેમ પરોક્ષમાં એ ભાવ મુજ મનમાં રમે;
સેવા કરી હ્હેં મેળવ્યું તે સાથ અન્યભવે થયું;
શ્રી સદ્ગુરૂ મમ દેવતા મમ ચિત્તમાંહી એ રહ્યું. ૧૨૮
દોષો ગુરૂના જે વદે ને બાહ્યથી સેવા કરે,
ગુરૂનિન્દકો ઠામે ઠરે ના ભવવિષે ભમતા ફરે;
ગુરૂના ઉપર પ્રીતિ નહીં સન્માન નહીં ભક્તિ નહીં,
એવા નગુરા માનવોની દુર્ગતિ શાસ્ત્રે કહી. ૧૨૯

સ્વચ્છન્દ મનમાં અતિઘણું મનમાનતું તે આચરે,
આજ્ઞા ગુરૂની ના ધરે કુશિષ્ય ભૂંડું ઉચ્ચરે;
" ગુરૂદ્રોહીનીકુગતિ.
મરજી પ્રમાણે ચાલતો બકવાદ કરતો સોગણો,
કુશિષ્ય એવો ના ભલો દુર્જન ખરો એને ગણો. ૧૩૦
શાઠ્યં કરે ગુરૂસાથમાં વચને કરે નારદપણું,
ગુરૂ પાછળે નિંદા કરે ચંડાળ કુશિષ્ય જ ભણું;
દ્રોહી ગુરૂનો જે બને તે દુષ્ટ નર ચંડાળ છે,
ભમતો ભમે ભવમાં ઘણું એ જીવતો મહાકાલ છે. ૧૩૧
શું તપ કરે શું જપ કરે શું વ્રત કરે યાત્રા કરે,
ગુરૂની અરે આજ્ઞા વિના નિષ્ફળ સહુ માનો ખરે;
વિદ્વાન્ થાતાં શું વળ્યું ગુરૂથી અરે ! સામા થતાં,
સામા થતાં ગુરૂના અરે વ્રત તપ કર્યાં નિષ્ફળ જતાં. ૧૩૨
વક્તા બન્યાથી શું વળ્યું પદવી ધર્યાથી શું વળ્યું,
આજ્ઞા ગુરૂની જો નહીં તો સર્વ એ નિષ્ફળ ગણ્યું;
વિશ્વાસઘાતક જે બને ગુરૂનો અરે દુઃખી થતો;
તે નરકમાંહીં સંચરે એકેન્દ્રિયાદિ ભવ જતો. ૧૩૩
વિશ્વાસ આપી સદ્‌ગુરૂને જે અરે દેતો દગો,
બળ્યો હૃદયમાં જાણશો તે થાય ના કોનો સગો;

ગુસ્સો કરે ગુરૂના ઉપર જે શિષ્ય ભારે કર્મી છે,
વિશ્વાસ ના ગુરૂબોધમાં એ શિષ્ય પૂર્ણ અધર્મી છે. ૧૩૪
શ્રદ્ધાસુપ્રીતિભક્તિથી સુશિષ્ય ગુરૂ આશીઃગ્રહે,
સન્માનને બહુમાનથી જે સદ્ગુરૂ આજ્ઞા વહે;
સાહાય્ય કરતા દેવતા સુશિષ્યની ભવમાં સદા,
કીર્તિ પ્રતિષ્ઠા મુક્તિને તે પામતો વિનયે મુદા. ૧૩૫
સુશિષ્યને કુશિષ્યનો ત્હેં ભેદ દર્શાવ્યો ખરો,
જય જય ગુરૂજી જગવિષે તું ધર્મનો પ્રકટ્યો ઝરો;
ઉદ્ધાર કરવા માહરો આ વિશ્વમાં તું અવતર્યો,
ગુરૂની ખરી સેવા કરી ભવ પાથોધિ વેગે તર્યો. ૧૩૬
એ ગુણ તમારો સાંભરે મુજ ચિત્તમાં કંઇકંઇ કરે,
આધાર આ કલિકાલમાં મ્હારે અરે! ભાવે ખરે;
ત્હારા ગુણોના ભાનના શુભ તાનમાં મસ્તાન છું.
ત્હારા ગુણોના ગાનમાં મનવાણીથી ગુલ્તાન છું. ૧૩૭
ત્હારા ગુણોને ગાવતાં ત્હારા ગુણોને ભાવતાં,
ત્હારા ગુણો સૌ પ્રકટશે શુભ એક ચિત્તે ધ્યાવતાં;
ત્હારા હૃદયના સદ્ગુણો મ્હારા હૃદયમાં પ્રકટતા,
ગુણમાં થતાં તન્મયપણે સહુ પાપ દોષો વિઘટતા. ૧૩૮

ત્યાગી પરિગ્રહત્યાગથી મમતા નહીં કોની જરા,
પ્રતિબદ્ધ ના કો વસ્તુમાં ત્હેં ધર્મની વહી છે ધુરા;
ત્હેં હૃદયભાવે લોચથી નિજ જન્મને પાવન કર્યો,
ત્હેં શાન્તરસના યોગથી ઝટ ક્રોધ શત્રુ સંહર્યો. ૧૩૯
ત્હેં ત્યાગ કીધા ક્લેશને કંકાસ વૈર વિરોધને,
તાબે કર્યો ગુણુરાગથી ઝટ દોષદૃષ્ટિયોધને;
ભ્રકુટી ચઢાવીને અરે ત્હેં ક્રોધને કીધો નહીં,
તેથી રીસાઇ ક્રોધ ત્હારા ચિત્તથી નાઠો સહી; ૧૪૦
પ્રતિલેખનાદિ સતક્રિયાને સદ્વિધિયોગે કરે,
શુભ પ્રીતિ ભક્તિ વચનને નિઃસંગ ભાવે તું વરે;
સદાચાર.
આચારમાં ઉત્તમપણું ને ચિત્તમાં તન્મયપણું,
કર્મયોગી.
એ જ્ઞાનપૂર્વક કર્મયોગીને ભણું ભાવે ભણું. ૧૪૧
તું ધર્મના વ્યવહારમાં નિશ્ચલ રહ્યો શ્રદ્ધાવડે,
જોતાં ન ત્હારી જોડ જગમાં તુજ સમી નજરે ચડે;
સ્વાધ્યાય આગમનો કરે વિકથા જરા ના તું કરે.
જય જય ગુરૂજી માહરા મમ ચિત્ત તુજને બહુ સ્મરે. ૧૪૨

સાહાય્યદાયક.

સાહાય્ય આપે સાધુઓને જ્ઞાન સંયમ પાળવા,
સાહાય્ય આપે ધર્મીઓને મુક્તિ સન્મુખ વાળવા;
સાહાય્ય પરને આપતાં કૃત કર્મ બહુલાં નિર્જરે,
સાહાય્યકારક આત્મગુણની ઉન્નતિ વેગે વરે. ૧૪૩
સાહાય્યથી સ્થિરતા વરે ને ઉચ્ચ જીવન થાય છે,
સાહાય્ય આપે ધર્મીને તે લબ્ધિયોગી થાય છે;
સાહાય્ય આપે દુઃખીયોને તે ખરો ઉપકારી છે,
નિષ્કામથી સાહાય્યપદની વિશ્વમાં બલિહારી છે. ૧૪૪
જે આત્મભોગી સાધુ તે સાહાય્યગુણ કરતો રહે,
જે આત્મભોગી સાધુ તે સાહાય્યગુણ રાચી વહે;
સાહાય્ય કરતાં ધર્મની પ્રગતિ ખરેખર જાણવી,
સાહાય્ય કરવા લોકને નિજ ફર્જ મનમાં આણવી. ૧૪૫
દાક્ષિણ્યતા તવમાં રહી તે જાય ના મુખથી કહી,
દાક્ષિણ્યતા જેમાં રહી તે સેવ્ય વ્યક્તિજ છે અહીં;

દાક્ષિણ્યતા.

દાક્ષિણ્યતા સાચી ધરે તે આત્મભોગી પદ વરે.
દાક્ષિણ્યતા પરમાર્થની વૃત્તિથકી ખીલે ખરે. ૧૪૬

નિજ કાર્ય મૂકી અન્યનું જે કાર્ય કરવું થાય છે,
દાક્ષિણ્યતા તો ત્યાં રહી શાસ્ત્રોથકી સમજાય છે;
ધર્મોથી એ દાક્ષિણ્યને ધરતા સદા મુનિયો રહે,
આશા ધર્યા વણ ફલતણી તે કાર્ય કરવામાં વહે. ૧૪૭
તું સાધ્યના ઉપયોગને કાર્યોવિષે સ્મરતો રહે,
ચૂકે ન ધાર્યા લક્ષ્યને શુભયોગીની પદવી વહે;
શ્રીમન્ત નિર્ધન બેઉમાં તું સામ્યને ધારે સહી,
ત્યાગી પરિગ્રહમોહને નિર્ગ્રન્થતા હૃદયે વહી. ૧૪૮
ગંભીરતા ત્હારા સમી મેં અન્યમાં દીઠી નહીં,
ગંભીરતાથી લોકનું કલ્યાણ નિજનું છે સહી;
ગંભીરતા વણ ક્ષુદ્રતાથી માનવી પાપો કરે,
ગંભીરતાને જે ત્યજે તે ક્ષુદ્રજનપદવી વરે. ૧૪૯

ગંભીરતા.

ગંભીરતાસદ્ગુણવડે આ લોકમાં કીર્તિ થતી,
ગંભીરતા સદ્ગુણવડે અપકીર્તિ તો દૂરે જતી;
ગંભીરતા સદ્ગુણવડે માનવ જગત્માં ગાજતો,
ગંભીરતા સદ્ગુણવડે માનવ જનોમાં છાજતો. ૧૫૦
ગંભીરતા જ્યાં પ્રકટતી ત્યાં અન્ય ગુણ વાસો વસે,

ગંભીરતા પ્રકટયાથકી ઝટ ક્ષુદ્રતા દૂરે ખસે;
ગંભીર જે માનવ થતો તે પેટમાં સૌ રાખતો,
ગંભીર માનવ શાન્તિ કીર્તિ મુક્તિ સુખને ચાખતો. ૧૫૧
ગંભીર માનવ જે થતો તે વાત સર્વે પામતો,
ગંભીર માનવ જે થતો તે સદ્ગુણોથી જામતો;
ગંભીર માનવ જે થતો વિશ્વાસ્ય તેજ કથાય છે,
ગંભીર માનવ જે થતો તે વિશ્વવંદ્ય ગણાય છે. ૧૫૨
વાતો સકળની સાંભળીને ચિત્તમાં ધારે સહુ,
મર્મો હણે ના કોઈનાં એ વાત કોને હું કહું;
દુઃખો પડે કોટીગમે ગંભીરતા નહિ ત્યાગતો,
ગાંભીર્ય ગુણને મન ધરી નિશદિન રહ્યો તું જાગતો. ૧૫૩
વિશ્વાસ્ય સજ્જન થાય છે ગંભીરતા મહાસદ્ગુણે,
ગંભીર માનવ દેખીને ઇંદ્રાદિકો મસ્તક ધુણે;
ગંભીર ગુણવણ તુચ્છતાથી વૈર ઝઘડા વાધતા,
ગંભીર ગુણવણ ધર્મને ભવ્યો કદિ નહિ સાધતા. ૧૫૪
ગંભીરતા ગુણ જે ધરે તે ધર્મની લે યોગ્યતા,
ગંભીરજનોને છે સદા શાશ્વત સમાધિ ભોગ્યતા;
ગંભીરતા સદ્ગુણ વિના હડકાયલા કુતરાપરે,

હુડધૂત માનવ થાય છે કુમૃત્યુથી અન્તે મરે. ૧૫૫
ગંભીર માનવ દેખીને સંગત કરો સાથે વસી,
ગંભીર જનને પારખો સુવર્ણ પેઠે બહુ કસી;
વાતો કરો ના મર્મની ગંભીર જન દેખ્યા વિના,
ગંભીર જનને દેખીને મન દુઃખની કથવી બીના. ૧૫૬
ગંભીરતા આવ્યા વિના આપ્યું વચન જૂઠું થતું,
ગંભીરતા વણ જન સહુ સહેજે ટકાનું થઈ જતું;
ગંભીરતા વણ કલેશની હોળી જગતમાં સળગતી,
ગંભીરતા વણ તુચ્છતા મહારાક્ષસી ઝટ વળગતી. ૧૫૭
ગંભીરતા છે ધર્મનો પાયો ખરેખર માનવો,
ગંભીરને પાયે પડે દેવેન્દ્રમાનવદાનવો;
ગાંભીર્ય વણ જે ધર્મ તે પણ કર્મકંથા સમ ભણ્યો,
ગંભીર માનવ જે થયો તે સહુ ભણ્યોને સહુ ગણ્યો. ૧૫૮
ગંભીર થઈ ઉપકાર કીધા તેં મનુષ્યોપર ઘણા,
ત્હેં બહુ સુધાર્યા તુચ્છને રાખી ન તેમાં કાંઇ મણા;
ગંભીરતા ગુણધામ મારા સદ્ગુરૂ જગમાં જયો;
શુભકર્મના ઉદયે અમારો સદ્ગુરૂ જગમાં થયો. ૧૫૯

નિજ સાધુઓને પોષતો સંતોષતો ભાવે સદા,
સંભાળ તેં કીધી ઘણી વાત્સલ્યતા ધારી મુદા;

વાત્સલ્યતા.

વાત્સલ્યથી મનડું ભરી પાછો પડે ના તું કદિ,
બહુપૂરથી વહેતી યથા ગંગા અને સિન્ધુ નદી. ૧૬૦
વાત્સલ્ય ગુણને ધારવો એ ફર્જ ગુરૂની છે ખરી,
અધિકારયોગે કર્મની એ ફર્જ નિજ પૂરી કરી;
અધિકારથી કર્તવ્ય ગુરૂનું જે ખરૂં શિષ્યો પ્રતિ,
તે તે બજાવે ફર્જથી એવી ગુરૂની છે ગતિ. ૧૬૧
વાત્સલ્ય ગુણવણ શિષ્યનું કલ્યાણ ગુરૂ ક્યાંથી કરે,
કીધું કરેના સદ્‌ગુરૂનું શિષ્ય સુખ ક્યાંથી વરે;
મન વાણીને કાયાથકી જે સદ્‌ગુરૂ છાયા બને,
તે શિષ્ય ગુરૂઆજ્ઞાવડે ચાલી સકળ કર્મો હણે. ૧૬૨
પ્રતિબોધ એવો આપીને ત્હેં ફર્જ નિજ પૂરી કરી,
જય જય ગુરૂ ભવપાથોધિ તરવા પ્રતિ તું છે તરી;
ત્હેં કાય મનવાણીથકી નિજ જીવ જૂદો અનુભવ્યો,
જય જય જગતમાં સદ્‌ગુરૂ મેં ભક્તિભરવેગે કવ્યો. ૧૬૩

ॐ

તું સદ્‌વિવેકે સર્વને સમજાવતો આશય ભલા,
પરમાત્મના શુભ ધ્યાનથી ભાષા પરાથી નીકળ્યા;
તું સદ્‌વિવેકે ધર્મનાં કાર્યો સુયુક્તે આચરે,
તું યોગ્ય અવસર ઓળખી બોલી અસર સારી કરે. ૧૬૪

વિવેક

દશમો નિધિ વિવેક જ્યાં પ્રકટે ન બાકી ત્યાં જરા,
જે સદ્‌વિવેકીમાનવો તે વિશ્વમાં જયજયકરા;
જે સદ્વિવેકી થાય છે તે સત્ય ખોટું જાણતો,
કુયુક્તિ આગ્રહભાવથી તે જૂઠને ના તાણતો. ૧૬૫

જ્યાં સદ્વિવેકજ પ્રકટતો ત્યાં સત્યદૃષ્ટિ આગળે.
જ્યાં સદ્વિવેકજ હોય છે ત્યાં જૂઠ તો ઝટ ઓગળે;
સમ્યક્ત્વ સદ્વિવેકથી આચાર સારા થાય છે,
જ્યાં સદ્વિવેકજ ભાનુ ત્યાં અજ્ઞાન તમ પલટાય છે. ૧૬૬

એક તર્ફ ગુણ સઘળા અને એક તર્ફ ગુણ વિવેક છે,
જ્યાં સદ્વિવેકી ચિત્ત ત્યાં સાચી મઝાની ટેક છે;
સાચુંજ જૂઠું પરખવા વિવેકની શુભ નેક છે,
આત્મોન્નતિ પ્રકટાવવા વિવેક જગમાં એક છે. ૧૬૭

જે બોલતો વિવેકથી ને ચાલતો વિવેકથી,
સંગત કરે વિવેકથી તેને જરાતો ભય નથી;
જે કાર્યના આરંભમાં વિવેકને આગળ ધરે,
તે વિઘ્નકોટી આવતાં ના કાર્યથી પાછો ફરે. ૧૬૮
આચાર શો વિવેકવણુ નાસાવિના માનવ યથા,
શુભ ગંધવણુ પુષ્પજ યથા વિવેકવણુ માનવ તથા;
સંસારમાં વિવેકથી જ્યાં ત્યાં મનુ શોભા લહે,
ચાલે નહિ વિવેકવણુ ક્ષણુ માત્ર પણુ શાસ્ત્રો કહે. ૧૬૯
જે સદ્વિવેકે વર્તતો પસ્તાય ના કો કાળમાં,
દૂરે રહે દુર્ગુણથકી પડતો ન દંભી જાળમાં;
જ્યાં સદ્વિવેકજ દીપતો ત્યાં લક્ષ્મીજી પાણી ભરે,
જ્યાં સદ્વિવેકજ દીપતો ત્યાં દેવતા ફેરા ફરે. ૧૭૦
તે સદ્ગુણી વિદ્વાન્ છે જે સદ્વિવેકે શોભતો,
દુર્ધ્યાનના સંકલ્પને તે સદ્વિવેકે થોભતો;
જે સદ્વિવેકે સ્વાર્થને પરમાર્થને શુભ સાધતો,
આત્મોન્નતિ પ્રગતિ પ્રતિ તે દ્રવ્યભાવે વાધતો. ૧૭૧
મેળામળે સંપત્તિના વિપત્તિયો દૂરે ટળે,
ચેતન વિવેકે કાર્યને કરતો રહે સુખમાં ભળે;

સમ્યક્ત્વની ઇચ્છા યદિ તો સદ્વિવેકે મન ધરો,
જો મુક્તિની ઇચ્છા યદિ તો સદ્વિવેકજ આદરો. ૧૭૨
ઉપયોગથી જે સદ્વિવેકે ઉચ્ચ જીવન કેળવે,
અધ્યાત્મની ચડતી દશાને જ્ઞાનયોગે મેળવે;
જ્યાં જાય ત્યાં મંગળ લહે જય જય જનો સર્વે કહે,
એવાજ સદ્વિવેકને આસન્નજીવો ઝટ લહે. ૧૭૩
પ્રતિબોધ સદ્વિવેકનો આપી ઉઘાડી આંખને,
પ્રતિબોધ આપી સંપનો દ્હેં શુભ ધારી પાંખને;
જે સંપથી સંસારમાં વર્તે ખરે તે સુખ લહે,
જ્યાં સંપ છે ત્યાં જંપ છે એવું જ આત્મસુખે કહે. ૧૭૪
શુભસંપથી બહુ બળ વધે ને શત્રુની શક્તિ ઘટે,
શુભસંપને સેવ્યાથકી વિપત્તિયો વેગે મટે;
જ્યાં સંપીને ભવ્યો રહે તો ઉન્નતિ વેગે થતી,
જ્યાં સંપ ત્યાં છે સંપદા દેશોન્નતિ વધતી જતી. ૧૭૫
જ્યાં સંપ તૂટે ક્લેશથી કુસંપ આવી ત્યાં રહે,
વૈરો વધારે વિશ્વમાં કુસંપ મનને બહુ દહે;
રૂપાદ્યહંવૃત્તિથકી શુભ સંપને ઝટ તોડતો,
તે મોહનો સેવક બનીને દુર્ગતિપથ દોડતો. ૧૭૬

શુભ સંપમાં લાગી રહો કુસંપથી દૂરે રહો,
નિર્ભય થવા ઇચ્છા યદિ તો માર્ગ એ સાચો ગ્રહો;

**સંપ.**

શુભ સંપથી આ વિશ્વમાં માનવ સકળ ભેગા મળે,
શુભ સંપથી આ વિશ્વમાં ઇર્ષ્યા અને ઝઘડા ટળે. ૧૭૭
બહુ બળ અને વિદ્યાથકી પણ સંપ વણ ના સાર છે,
થાતાં સ્વજનમાં ફૂટ રાવણભૂપતિ સમ હાલ છે;
જ્યાં ફૂટ ના ત્યાં તૂટ ના જ્યાં ફૂટ ત્યાં હાનિ ઘણી
જયચંદ પૃથ્વીરાજ જો કુસંપથી પ્રગતિ હણી. ૧૭૮

**દ્રોહ.**

વિદ્રોહથી છે અવનતિ બહુ દેશ ધર્મ સમાજની,
વિદ્રોહથી હાનિ ઘણી વિદ્યા સુબળ સૌરાજ્યની;
વિદ્રોહથી જે રાચતો તે આત્મદ્રોહી જાણવો.
વિદ્રોહથી શોભા નહીં એ ભાવ મનમાં આણવો. ૧૭૯
વિદ્રોહનું સુખ કૃષ્ણ છે અનુભવ ખરો સાક્ષી ભરે,
શુભસંપ ને જે ત્યાગતો તે દેશ સેવા શું ? કરે,
જે સેવતો શુભસંપને તે દેશ ધર્મ સુભક્ત છે,
શુભસંપથી માનવ ખરે સુસંપદા આસક્ત છે. ૧૮૦

અહંકાર અને નિજ સ્વાર્થ ત્યાગ્યાથી અહો સંપજ થતો,
સન્માનપરવા ત્યાગથી શુભસંપપથ માનવ જતો;
હિત જો વસે નિજદેશનું વા સંઘનું તો સાધ્ય છે,
કલ્યાણ કરવા અન્યનું એ સંપ શુભ આરાધ્ય છે. ૧૮૧
નિર્બલજનો પણ સંપથી સંપી રહી વિજયી બને,
નિર્બલ બિચારી કીડીઓ સંપે મહા સર્પજ હણે;
બહુ તાંતણા સંબંધ સંપે દોરડું જે થાય છે,
તે હાથીને પણ બાંધતું એવું જગત્ દેખાય છે. ૧૮૨
સહુ અંગ સંપીને રહે તો દેહ પણ ઉભો રહે,
જ્યા સંપ છે ત્યાં ઉન્નતિ એવું જનો જ્ઞાને કહે.
જે દેશમાં જે કોમમાં જે સંઘમાં સંપજ નહીં,
તેની થઈ પડતી ઘણી દૃષ્ટાન્તથી જાણો સહી. ૧૮૩
સાચી શિખામણ એહ છે શુભસંપથી સંપી રહો;
શુભ સંપને સેવાય એવા બોધને જ્યાં ત્યાં કહો;
સન્માન લાલચ સ્વાર્થથી શુભ સંપને ના ત્યાગવો,
દિન દિન પ્રભુ પૂજી કરી શુભ સંપને મન માગવો. ૧૮૪
દુઃખો પડે કોટી ગમે પણ સંપને ના છોડશો,
મોટું કરીને મન ઘણું સંપે સ્વજનને જોડશો;

સંપજ રહે સહુ સાથમાં એવા ઉપાયો આચરો,
સંપજ ટળે એવા પ્રસંગો સર્વ પામ્યા પરિહરો. ૧૮૫

શોભા વધે શાસનતણી શુભ સંપથી જો ચાલશો,
શુભ સંપ ઉદયે સૈન્ય છે આનંદમાંહિ મ્હાલશો;
શુભ સંપ વાજાં વાગતાં ત્યાં લક્ષ્મી લીલા પાસ છે,
શુભ સંપ વાજાં વાગતાં ત્યાં દેવનો આવાસ છે. ૧૮૬

મનમાં ધરીને દાઝ સાચી ગચ્છને શાસનતણી,
સંપી રહે જે સાધુઓ તે સંઘમાં છે અગ્રણી;

સંપથી શુભ પ્રગતિ.

જિન ધર્મને ફેલાવવા જે સૂરિયો સંપી સદા,
કાર્યો કરે છે ઉન્નતિનાં તે લહે દુઃખ ના કદા. ૧૮૭

કજીયા અને કંકાસને દૂરે ત્યજે હિત આદરી,
આચાર્ય વાચક સાધુઓ સંપી રહે શાન્તિ ધરી;
જે વૈરબુદ્ધિ પરિહરી સંપે ધરે છે સન્મતિ,
વ્યવહારને નિશ્ચયથકી તેની સદા છે ઉન્નતિ. ૧૮૮

શુભ સંપ મોટો દેવ છે આરાધના એની કરો,
શુભ સંપ મોટો મન્ત્ર છે તેને સદા મનમાં ધરો;

શુભ સંપ જગમાં દેવ છે એ જીવતો ને જાગતો,
તેની કરે છે ઉન્નતિ જે પાય એને લાગતો. ૧૮૯

શુભ સંપને આરાધવા કોટી ગમે કષ્ટો સહો,
શુભ સંપના સંયોગથી સર્વોન્નતિ સાચી લહો;
સદ્બોધ એવો આપીને જાગ્રત્ કર્યા ભવ્યો ખરે,
શુભ સંપને મનમાં ધરૂં જેને સદા સન્તો સ્મરે. ૧૯૦
જે દીર્ઘ દૃષ્ટિ વાપરે તે સંપને મનમાં ધરે,
જે દિવ્ય માનવ હોય છે તે સંપપથમાં સંચરે;
કરતો કષાયો મન્દ તે જન સંપ સહુથી સાચવે,
સમતોલતા મનની ધરી શુભ સંપ બળને અનુભવે. ૧૯૧
પુરૂષાર્થ વિદ્યાબળ બહુ પણ સંપ વણ શા કામનું,
સત્તાધિકારી નરપતિ બલપણ અહો છે નામનું;
જ્યાં સંપ આવ્યો શીઘ્ર ત્યાં સહુ દેવતા પાણી ભરે,
શું સંપવણ આ વિશ્વમાંહી ઉદય શબ્દો ઉચ્ચરે. ૧૯૨
શુભસંપથી જે જે મળે તે અન્યથી ના મળી શકે,
શુભસંપ વણ સામ્રાજ્ય સર્વે વિશ્વમાં ક્યાંથી ટકે;
શુભસંપ વણ લેખો લખે વળતું કહો શું ? બહુ બકે,
શુભસંપવણ ઘરફૂટથી ઘર જાય છે મદથી છકે. ૧૯૩

શુભસંપ જૈનોમાં થશે તો ઉન્નતિ વેગે થશે,
શુભસંપ વણ જૈનોવિષે પડતી સદા વધતી જશે;
શુભસંપ વણ ખોયું ઘણું જૈનોએ જગમાં જાણવું,
શુભસંપથી છે ઉન્નતિ તેથી ખરૂં સુખ માણવું. ૧૯૪
શુભ સંપના સામ્રાજ્યથી કલિકાલ દૂરે ભાગતો,
શુભ સંપના સામ્રાજ્યથી પ્રગતિ ઉદય છે જાગતો;
શુભસંપને સેવો સદા શુભસંપને સેવો સદા,
શુભસંપ સાચા મન્ત્રને ક્ષણ ક્ષણવિષે ગણવો મુદા. ૧૯૫
શુભ સંપથી ઉદ્યોગને સેવો સદા આલસ ત્યજી,
ઉદ્યોગ વણ શું જીંદગી જાણો ઘણાં સાધન સજી;
ઉદ્યોગ અધિકારી પરત્વે સર્વને એ ભિન્ન છે,
જે શર્મ ઇચ્છે માનવી તે યત્નમાંહી લીન છે. ૧૯૬
ઉદ્યોગ વણ જીવન જતું તે વ્યર્થ જીવન લેખવું,
ઉદ્યોગી જન સિદ્ધિ વરે તે તત્ત્વદૃષ્ટે પેખવું;
ઉદ્યોગ વણ નિન્દા થતી ખોટા વિચારો આવતા,
ઉદ્યોગથી જગ માનવો ઇચ્છિત કાર્યે ફાવતા. ૧૯૭

ઉદ્યોગ.

સાહસ અને જે ધૈર્યથી ઉદ્યોગ કરતો પળપળે,
નિજ ભાગ્યના અનુસાર તે આ વિશ્વમાં ઇચ્છયું રળે;

ઉદ્યોગી માનવનું ખરેખર ભાગ્ય જગમાં જાગતું,
સાચી શિખામણ માનીને ઉદ્યોગ કરવા લાગ !!! તું. ૧૯૮
ઉદ્યોગ વણ છે ઉંઘતું શુભ કર્મ જગમાં જાણવું,
ઉદ્યોગ વણ એકકર્મને એકાન્તથી ના તાણવું;
બુદ્ધિ અને નિજવીર્યથી ઉદ્યોગને જે આદરે,
તે વિશ્વમાં ધાર્યું કરે જાણો અહો શું ના કરે. ૧૯૮
ઉદ્યોગથી પાશ્ચાત્ય લોકો ઉન્નતિમાં આગળે,
ઉદ્યોગ વણ આર્યો ખરેખર અવનતિથી ટળવળે;
ઉદ્યોગીને લક્ષ્મી મળે ઉદ્યોગીનાં સંકટ ટળે,
ઉદ્યોગી ઇચ્છિત પામતો તેને જગતમાં કો કળે. ૨૦૦
ઈંગ્લાંડ જર્મન ફ્રાન્સને જાપાન આગળ બહુ વધ્યું,
ઉદ્યોગથી વ્યવહારના શુભ સાધ્યમાં સાચું સધ્યું;
ઉદ્યોગ વણ માનવ ખરેખર વિશ્વમાંહી મૂઢ છે,
ઉદ્યોગથી શોધો થતી એ વાકય મંત્રજ ગૂઢ છે. ૨૦૧
વ્યવહારને પરમાર્થનો ઉદ્યોગ જગમાં જાણવો,
અધિકારથી ઉદ્યોગને આચારમાંહી આણવો;
ઉદ્યોગીને યાગ-યા નહીં સ્વાતંત્ર્યનું જીવન મળે,
ઉત્સાહથી ઉદ્યોગીના સામા રહ્યાં વિઘ્નો ટળે. ૨૦૨

બહુ ખંતને ઉત્સાહથી ઉદ્યોગ કરતાં સિદ્ધિ છે,
ભય ખેદ ઇર્ષ્યા પરિહરી ઉદ્યમ કર્યાથી ઋદ્ધિ છે;
ઉદ્યમ કરે જે માનવો તે લક્ષ્મીની લીલાવરે,
ઉદ્યમથકી વિદ્યા વધે ને ધર્મ કરણી આચરે, ૨૦૩
ઉદ્યમથકી શોધો થતી આ વિશ્વમાંહી નવનવી,
ઉદ્યમથકી શોધાય સહુ એમ ભાખતા જન અનુભવી;
શું શું જગત્માં થાય નહિ ઉદ્યમથકી અવધારવું,
ઉદ્યમ વિના આલસ્યથી આયુષ્ય એળે હારવું. ૨૦૪
હાંસી ગપાટાના તડાકા ત્યાગીને ઉદ્યમ કરો,
ગુરૂગમ લહી ઉદ્યમથકી કાર્યો કરો જગ ક્યાં ફરો;
ભાવી હશે તે તે થશે એ બોલી બેસી ના રહો,
ઉદ્યમ કરો ઉદ્યમ કરો નિજ ઉન્નતિને જો ચહો.૨૦૫
આત્મોન્નતિ કરવા અહો ઉદ્યમ કરો ઉદ્યમ કરો,
ધર્મોન્નતિ કરવા ભલા ઉદ્યમ કરો ઉદ્યમ સ્મરો;
દેશોન્નતિ સંઘોન્નતિ કરવા ખરો ઉદ્યમ વરો,
શુભશક્તિયોને ખીલવવા ઉદ્યમ નસોનસમાં ભરો. ૨૦૬
જે આળસુ એદી બને પરવિત્ત મનમાં તાકતો,
તે મૂર્ખનો શિરદાર અન્તે ભીખ ઘર ઘર માગતો;

જે દ્યૂત રમતો આળસુ નિજ દેશનો ઘાતક બની,
તે દુઃખ વૃક્ષો વાવીને ફલ સ્વાદતો વિષમય ઘણી. ૨૦૭
નીતિ કરીને આગળે ઉદ્યમ કરે તે સુખ વરે,
ઉદ્યમ વિના સિદ્ધિ નથી પંડિત એવું મન સ્મરે;
ઉદ્યમ વિના બેસી રહે પરમાર્થ સ્વાર્થ જ ના સરે,
ઉદ્યમ વિના બેસી રહે તે રોવતો બહુ નિજ ઘરે. ૨૦૮
“ જે જે ફરે તે તે ચરે કહેવત ” ખરેખર સત્ય છે,
ઇચ્છિત ફલની પ્રાપ્તિમાં ઉદ્યમતણું શુભ કૃત્ય છે.
ઉદ્યમ વિના વિદ્વાન્ વા વક્તા થવું મુશ્કેલ છે,
ઉદ્યમ વિના યોગી થવું એ માન્યતા ના સહેલ છે. ૨૦૯
બેસી રહે કશું ના કરે ઉંઘે તડાકા મારતો,
ઉદ્યમ વિના નીતિ વિના અન્તે ઘણું તે હારતો;
નિન્દા કરી જનવૃન્દની એળે જીવન જે ગાળતો,
નિજ જીંદગી શુભવાટિકાને અગ્નિથી તે બાળતો. ૨૧૦
જેને ગમે ઉદ્યમ નહીં તે જીવતો નિર્જીવ છે,
જેને ગમે ઉદ્યમ નહીં તે મૂઢ માનવ ક્લીબ છે;
જેને ગમે ઉદ્યમ નહીં શુભ કર્મનો વા ધર્મનો,
ઘાતક અરે તે દેશનો ને ધર્મવિદ્યા શર્મનો. ૨૧૧

જે ધર્મભક્તો ઉદ્યમી તે ધર્મ જગ ફેલાય છે,
ઉદ્યમ વિના ધર્મોન્નતિ જગમાં કદિ ના થાય છે;
આચાર્ય વાચક સાધુઓ શુભધર્મનો ઉદ્યમ કરો,
કટિબદ્ધ થઈ ધર્મોન્નતિ કરવા જગતમાં સંચરો. ૨૧૨
આયુઃપ્રમાદે ગાળશો ક્ષણુ પણુ નહીં સમજી અરે,
ઉદ્યમ કરો શુભ સાધુઓ ધર્મોન્નતિ કરવા ખરે;
ગુરૂગમવ્યવસ્થાક્રમ ગ્રહી શુભ કર્મયોગી પદ વરો,
કીધા વિનાના છૂટકો તે કાર્ય કરણી આદરો. ૨૧૩
સંપી જગતમાં સાધુઓ ધર્મોન્નતિ ઉદ્યમ ગ્રહો,
ક્યાતવ્ય એ નિજ ફર્જથી નિષ્કામચિત્તે તે લહો-
કર્તવ્ય જે કરતા રહે તે માનવો પ્રગતિ કરે,
કર્તવ્યના અધિકારથી પાછા ફરે ના તે તરે- ૨૧૪
અધિકારથી જે માનવો ધર્મોન્નતિ કરણી કરે,
ચાલુ જમાનો ઓળખી તે ધર્મની પ્રગતિ વરે;
ચાલુજમાનો ઓળખી કર્તવ્યનો ઉદ્યમ કરે,
તે સાધુઓને સૂરિયો ધર્મોન્નતિકારક ખરે. ૨૧૫
ઉદ્યમ વિના જેને ગમે નહીં સાધુને જગધન્ય છે,
ધર્મોદ્યમે રાચી રહે તે સાધુ જગ કૃત પુણ્ય છે;

જે સાધુને ધર્મોદ્યમે મનમાં ઘણો શુભ રાગ છે,
આત્મોન્નતિ ધર્મોન્નતિને તે કરે મહાભાગ છે. ૨૧૬
કલિકાલ સર્વજ્ઞ સુનિશ્રી હેમચંદ્ર મહાપ્રભો,
ઉદ્યમ કર્યો જગખ્યાત છે આચાર્ય શીર્ષમણિવિભો;
તુજ નામ રહેશે જીવતું આ વિશ્વમાં જાણ્યું અમે,
ઉદ્ધાર કરવા ધર્મનો વૈ અવતર્યા જગમાં તમે. ૨૧૭
ઉદ્યમ કરી ગ્રન્થો લખ્યા જે સાધુઓએ હિત ભણી,
હરિભદ્ર વાચક મલય આદિ સાધુઓ છે અગ્રણી;
એ સાધુઓ જગપૂજ્ય છે ગ્રન્થો લખ્યા ઉદ્યમ કરી,
તે સાધુઓને ધન્ય છે ઉપકાર કીધો અવતરી. ૨૧૮
તે સૂરિયોને ધન્ય છે સેવા કરી શ્રી સદ્ગુરુની,
તે વિશ્વવન્દ્યો ધન્ય છે રક્ષા કરી શ્રુત ગઙ્ગાની;
તે સૂરિયોને ધન્ય છે જિન ધર્મની રક્ષા કરી,
શ્રી હેમચંદ્ર આદિને હો વંદના બહુ માહરી. ૨૧૯
જે સાધુઓ ઉદ્યમ કરી ચારિત્ર પાળે ભાવથી,
ઉપદેશ દે સ્યાદ્વાદની દૃષ્ટિ ધરી શુભ દાવથી;
ઉદ્યમ કરી જે સાધુઓ શુભ ધર્મને ફેલાવતા,
પરભાતમાં તે સાધુઓ અમને સ્મરણમાં આવતા. ૨૨૦

જે સાધુઓ આચારનો ઉદ્યમ કરે શુભ જ્ઞાનથી,
તે સાધુઓ છે પૂજ્ય મારે ભક્તિને સન્માનથી;
કટિબદ્ધ થઈ જે સાધુઓ ઉપદેશ સાચો આપતા,
મુક્તિપથે તે સંચરે જ્ઞાનાદિગુણથી વ્યાપતા. ૨૨૧
પરમાર્થના ઉદ્યમવિષે નિજ દેહનું સ્વાર્પણ કરે,
એ સાધુઓ ચિરંજીવો પરમાર્થમાં પગલાં ભરે;
ઉપકાર છેજ પરસ્પરે આ વિશ્વપ્રાણી માત્રને,
ઉપકાર લીધા વણ કદિ પોષે નહીં કો ગાત્રને. ૨૨૨
ઉપકાર લેવો આપવો જીવો પ્રતિ નિજ ફર્જ છે,
એ ફર્જ સાધુ સાચવે તેમાં ન કાંઈ ગર્જ છે;
એ ફર્જને પૂરી કરે છે સાધુઓ ઉદ્યમવડે,
પ્રતિદિન સાચા ધર્મનો ઉપદેશ આપે પરવડે. ૨૨૩
ચારિત્ર્ય સાચું પાળવું એ સાધુનું કર્તવ્ય છે,
કર્તવ્યનો ઉદ્યમ કરો એ સૂત્રતો સ્મર્તવ્ય છે;
કર્તવ્યના ઉદ્યમ વિના ના કર્મયોગિપણું અહો,
કર્તવ્યનો ઉદ્યમ કરી નિજ ફર્જ પૂર્ણ કરી રહો. ૨૨૪
કર્તવ્ય છે એ કાર્ય સાચું સદ્વિવેકે ધારશો,
કર્તવ્ય સાચું જાણીને ઉદ્યમથકી ના હારશો;

કર્તવ્ય જે નિજ કર્મ તેના ઉદ્યમે વિઘ્નો પડે,
સામો લડે છે કર્મયોગી આત્મશુભ શક્તિવડે. ૨૨૫
જીવાય ના ઉદ્યમ વિના એ સૂત્ર મનમાં ધારવું,
ઉદ્યમ વિના સિદ્ધિ નથી એ ચિત્તમાંજ વિચારવું;
આ વિશ્વમાં ઉદ્યમથકી ચડતી જીવોની થાય છે,
જ્યાં ત્યાં જગત્‌માં દેખશો અનુભવથકી પરખાય છે. ૨૨૬
ઉદ્યમ કરે તે જય વરે એ સૂત્ર ભૂલો ના કદિ,
સાફલ્યજીવન સહુ થશે વિશ્વાસ જો ધારો હૃદિ;
ઉદ્યમ પ્રયોગ્રી આદરી આદર્શ જીવન ત્હેં કર્યું,
જય જય ગુરો આ જગત્‌માં ત્હારૂં જીવન મનમાં ધર્યું. ૨૨૭
ઉપદેશ સુધા કર્ણની પ્યાલી વડે પીધો ખરે,
ચૈતન્ય પ્રગટ્યું તે થકી ઉદ્યમ હૃદયમાં સંચરે;
જય જય ગુરૂ પાતા મ્હને સદ્બોધ અમૃત પ્રેમથી,
જગમાં ગુરૂ કર્તવ્ય છે શિષ્યોન્નતિ એ નેમથી. ૨૨૮
ઉદ્યમ કરી બહુ તપ તપે જે લાગતું મન આકરૂં,
મન કામના ના કોઇની તપજીવન એ ત્હારૂં સ્મરૂં;
જે તપ તપે ઇન્દ્રિયના જીતાય છે વિષયો સવે,
એ બાહ્ય અન્તર ભેદથી તપ સત્ય છે શાસ્ત્રો કવે. ૨૨૯

તું તપ તપી ઉપશમ લહો જે જાયના મુખથી કહો,
હેં તપ તપ્યું સમભાવથી આનન્દ ગુણુ અન્તર્ લહો;

તપ.

જે તપ તપે સમતા ઘટે જે તપ તપે ઈર્ષા ટળે,
કુત્સિત બહુ ઈચ્છા ટળે એ તપવિષે જન કો ભળે. ૨૩૦
જે તપ તપે જિનવર જપે બહુ કર્મની રાશિ ટળે,
જ્ઞાની તપસ્વી સાધુને નિશ્ચયથકી એ તપ મળે;
આનન્દ પ્રગટે અતિ ઘણો સમતા હૃદય પ્રગટાય છે,
એ તપ ખરૂં આગમ કથે સન્તો પ્રયત્ને પાય છે. ૨૩૧
જે તપ તપ્યાથી મોહનીનું જોર ઓછું થાય છે,
જે તપ તપ્યાથી ક્લેશને કંકાસ દૂરે જાય છે;
જે તપ તપ્યાથી ક્રોધ વૈરી મનથકી વિઘટાય છે,
એ તપ તપોમાં શ્રેષ્ઠ છે એનેજ સન્તો ચ્હાય છે. ૨૩૨
જે તપ તપે નિન્દા ટળે ચાડી ન પરની થાય છે,
નિન્દાને ચાંડી ત્યાગ એ પ્રશસ્ય તપ કહેવાય છે;
અન્તર્તણી સહુ વાસનાઓ ટાળવી એ તપ કહ્યું,
જ્ઞાનિજનોએ જ્ઞાનથી શુભ ભાવયોગે એ લહ્યું. ૨૩૩

પરભાવ વૃત્તિ ટાળવી ઝટ કામવૃત્તિ બાળવી,
મમતાથકી પર વસ્તુપર એ વૃત્તિને ઝટ ખાળવી;
સંતાપ મનના ટાળવા એ તપ જગત્માં શ્રેષ્ઠ છે,
એ શ્રેષ્ઠતપની આગળે બાકી તપો તો હેઠ છે. ૨૩૪
જે કામથી શાન્તિ જરાનહિ પામતો કો માનવી,
જે કામના સેવક બની વર્ણન કરે મોટા કવિ;
જે કામથી જન આંધળો એ કામને ઝટ બાળવો,
એ તપ તપોમાં શ્રેષ્ઠ છે તપસી તપે એ ભાળવો. ૨૩૫
ઇચ્છા થતી જે ચિત્તમાં જે જીવને સંતાપતી,
ઇચ્છા જગત્માં શાકિની સૌના હૃદયાં વ્યાપતી;
ઇચ્છાય છે ઇચ્છાથકી આ જગત્માંહિ નવનવું,
ઇચ્છા અરે એ જીતવી એ શ્રેષ્ઠ તપ ભાવે કવું. ૨૩૬
જ્યાં કામનું છે જોર ને આશાતણી હોળી બળે,
અસ્થિર બહુ જ્યાં ચિત્તને ક્રોધે ઘણું મન પ્રજવલે;
શાન્તિતણું જ્યાં નામ નહિ એ તપ ખરેખર જૂઠ છે,
તેના અરે તાબે થવું તે મૃતક માનવ મૂઢ છે. ૨૩૭
જ્યાં વૈર લેવા વૃત્તિ છે ત્યાં તપ કર્યું એળે જતું;
જ્યાં વૈરભાવ ન હોય છે એ તપ ખરા લેખે થતું;

જે તપ તપે દુર્ધ્યાનવહ્નિ જ્વાલ મનમાં પ્રગટતી,
લેખે ન થાતું તપ અરે જ્યાં ધર્મવૃત્તિ વિઘટતી. ૨૩૮
હિંસાં થતી જે તપથકી એ તપ નહીં પણ પાપ છે,
વૈરજ વધે જે તપ થકી એ તપ નહીં પણ શાપ છે;
જ્યાં ખેદ થાતો અતિ ઘણો એ મોહનાટક ખેલ છે,
જે તપ તપે હિંસા ટળે એ તપ ઘણું મુશ્કેલ છે. ૨૩૯
શુભ પથ્યને જે તથ્ય વદવું તપ ખરૂં એ જાણવું,
શુભ સત્ય વદવું તપ ખરૂં એ ચિત્તમાં ઝટ આણવું;
જે ખેદ પ્રગટ્યો ચિત્તમાંથી ટાળવો એ તપ ખરૂં,
જ્ઞાનિજનોને તપ ખરૂં એ પ્રકટતું મનમાં સ્મરૂં. ૨૪૦
જે સપ્ત ભય આ વિશ્વમાંહી દુઃખના દાતાર છે,
જે સપ્તભયના યોગથી શાન્તિ ન ચિત્ત લગાર છે;
એ સપ્ત ભયને ટાળવા એ શ્રેષ્ઠ તપ આરાધ્ય છે,
નિર્ભયપણું તપ છે ખરૂં એ સાધુઓને સાધ્ય છે. ૨૪૧
આ જગત્માંહિ માનથી સુખી થયો ના કો અરે,
જે માનયોગે માનવી પાપોતણી પોઠી ભરે;
એ માન ટાળી અષ્ટધા જે જીવવું તે જીવવું,
માનવૃત્તિ ત્યાગ.
એ માનવૃત્તિ ટાળવી એ તપ ખરૂં ભાવે કવું. ૨૪૨

આ વિશ્વમાં માયા સમો ના શત્રુ બીજો જાણવો,
માયા વસે ત્યાં કર્મ એવો ભાવ મનમાં આણવો;
ઉપવાસ છઠ અઠ્ઠમ અને બે માસનો તપ ફોક છે,
યાવત્ હૃદય માયા વસે તાવત્ ખરે રણપોક છે. ૨૪૩
આહાર લુખો ભક્ષવોને નગ્ન રહેવું સહેલ છે,
પણ કપટનો જે ત્યાગ એવું તપ અરે મુશ્કેલ છે;
માયા નચાવે તેમ જે જન નાચતા તપ શું કરે,
માયા હૃદયમાં ધારીને જન બાહ્ય તપથી શું હરે. ૨૪૪
તપસી બની લપસી જતા તે તપસીઓ માયાથકી,
માયા ત્યજ્યા વણ બાહ્ય તપથી મુક્તિની ક્યાંથી વકી;
કાપટ્ય બહુ મનમાં ધરે ને બાહ્ય તપથી જે તપે,
આશા ઘણી મનમાં ધરે ને જે મળે તે સહુ ખપે. ૨૪૫
પરવા જનોની બહુ રહેને ચિત્ત વર્તે કામના,
ત્યાં બાહ્ય તપ બહુ ભેદના તપવા અરે એ નાસના;
સાધુ બનીને ક્રોધને કંકાસ કજીયા વ્હોરતા,
ત્યાં તપ ખરૂં ના માનવું જ્યાં ચોર નિજ ધન ચોરતા. ૨૪૬
દુર્જનપણું મનમાં રહે વિશ્વાસઘાતજ થાય છે,
બહુ આળ દેવાં અન્યને ને સ્વાર્થતા પ્રકટાય છે;

થાતા પ્રપંચો અતિઘણા ખુરૂં જનોનું ધારવું,
ત્યાં તપ નહીં સાચું જરા એવું હૃદય અવધારવું. ૨૪૭
જ્યાં દંભ હોળી સળગતી ત્યાં તાપ તનનો જાણવો,
પ્રામાણ્યને નીતિ વિના તપ ફોક મનમાં આણવો;
પરમાર્થની વૃત્તિ નહીં કરૂણા નહીં મૈત્રી નહીં,
ત્યાં તપ અરે એ નામ પણ શોભે નહીં માનો સહી. ૨૪૮
આત્માસમા સર્વે જીવો એ ભાવમાં તપ છે ખરૂં,
એ તપ હૃદયને બાહ્યથી આચાર વર્તનમાં સ્મરૂં;
દુર્જનપણાને ટાળીને સૌજન્ય મનમાં રાખવું,
એ તપ ખરૂં પરમાર્થથી તે આદરી સુખ ચાખવું. ૨૪૯
આરોપ દેવા અન્યપર એ વૃત્તિનું જે ટાળવું,
શુભ ભાવથી આચારમાં મૂકી અહો એ પાળવું;
પાખંડવૃત્તિ ટાળવી એ તપ ખરૂં મનમાં વસ્યું,
એ સત્ય સાધુ ચિત્તથી જરીએ નહીં દૂરે ખસ્યું. ૨૫૦
કૌટિલ્ય મનથી ટાળવું તે સત્યતપ્ અવધારવું,
સંકલ્પને વિકલ્પમય જે ચિત્ત તેને મારવું;
જ્યાં ઉપશમે છે મોહની સહુવૃત્તિયો તે તપ ખરૂં,
સ્વાધ્યાય શાસ્ત્રોનો અહોએ તપ સદા હૃદયે સ્મરૂં. ૨૫૧

સ્વાધ્યાય વૈયાવૃત્ય તપ એ આગમો સાક્ષી ભરે,
શુભ ધ્યાન ઉજ્જવલ પરિણમે એ તપ ખરૂં જ્ઞાની વરે;
મમતા નહીં જ્યાં દેહની ઉપયોગની શુદ્ધિ રહે,
જ્ઞાની તપસ્વી લોક એવું તપ ખરૂં ભાવે લહે. ૨૫૨
મેતાર્ય મુનિને ધન્ય છે સમતાથકી તપ આદર્યું,
ઢંઢણ મુનિને ધન્ય છે સમતાએ તપ અંગીકર્યું;
સમતાવડે તપને તપી જે કર્મ આઠે જીપતા,
એ ધન્ય મુનિઓ જાણવા તે વિશ્વ મધ્યે દીપતા. ૨૫૩
પરિણામ બહુ ઉજ્જવલ વધે એ તપ સદા આદેય છે,
પરિણામ માઠા વારતુ એ તપ સદા જગ સેવ્ય છે;
જે ધર્મની સેવા કરે રક્ષા કરે તપ એ ભલું,
નિષ્કામયોગે ધર્મ વૃદ્ધિ બોધ તપ એ નિર્મલું. ૨૫૪
નિષ્કામયોગે સાધુઓની ભક્તિ તપ સાચું ઠરે,
કર્તવ્ય ધર્મ પ્રવૃત્તિ એ તપ જ્ઞાનીઓ વેગે વરે;
કર્તવ્યને અધિકારથી શુભ યુક્તિથી જે આચરે,
કર્તવ્યનો તપસી ખરે એ કાર્ય સિદ્ધિ આદરે. ૨૫૫
ઇચ્છા ધર્યા વણ ફલતણી કર્તવ્ય કરણી કર ખરી,
કર્તવ્ય કરણી તપ કહ્યું સાપેક્ષતાએ મન ધરી;

આત્મોન્નતિ કર વેગથી કર્તવ્ય તપને આદરી,
શિક્ષા ભલી તુજને કથી આરાધ્ય એ અંગીકરી. ૨૫૬
સમભાવ સર્વે વસ્તુમાં એ તપ કથ્યો નિશ્ચયનયે,
સમભાવ સમ તપ કો નહીં રાગાદિવૃત્તિસંક્ષયે;
સમભાવથી જે વર્તવું એ તપ ખરૂં નિશ્ચયવડે,
સમભાવી જ્ઞાનીને અરે એ તપ ખરેખર સાંપડે. ૨૫૭
જે બાહ્ય તપ તપતો રહે સમતાવડે વ્યવહારથી,
તે સત્ય તપસી જાણવો તપિયોવિષે તે મહારથી;
જે તપ તપે તે ચીકણાં કર્મો ખરેખર નિર્જરે,
તીર્થંકરો દીક્ષા ગ્રહી તપને ખરેખર આદરે. ૨૫૮
શુભલબ્ધિયોને સિદ્ધિયો તપના પ્રભાવે જાગતી.
માઠાં ઘણાં કર્મો ટળે વ્યાધિ સકળ ઝટ ભાગતી;
આચામ્લ આદિ તપ તપે શ્રીપાલ પેઠે સુખવરે,
આગમ ઘણાં સાક્ષી ભરે એ તપથકી મુક્તિ ખરે. ૨૫૯
વ્યવહારને નિશ્ચયવડે હે સદ્ગુરો તું તપ ભર્યો,
સમતાવડે તપસી બન્યો એ ભાવ મેં અંગીકર્યો;
ઈચ્છા નિરોધે સંવરી સમતાતપે શોભી રહ્યો,
[illegible]ાં તપથી ઘણી શોભા લહ્યો. ૨૬૦

ધ્યાન.

તું આત્મધ્યાને ચિત્તજોડી ધર્મધ્યાને સ્થિર થયો,
શુભધ્યાનમાં મસ્તાન થઈ સમતાવડે શોભી રહ્યો;
તું ધર્મધ્યાને રમણ કરતો પાપની કોટી હરે,
પરમાત્મતા પ્રગટાવવા નિજ આત્મ સત્તાને સ્મરે. ૨૬૧
જે આર્તધ્યાને રૌદ્રધ્યાને રાચતા ભવમાં ફરે,
દુર્ધ્યાનથી જીવો જગત્માં વિવિધવેષે અવતરે;
દુર્ધ્યાન ધ્યાતા જીવ જગમાં બાલમરણે બહુ મરે,
દુર્ધ્યાનને જે ધ્યાવતા તે વિવિધ દુઃખો અનુસરે. ૨૬૨

દુર્ધ્યાન.

જેને થતું દુર્ધ્યાન તેને શાન્તિ નહીં સ્વપ્ને કદા,
જેને થતું દુર્ધ્યાન તેને દુઃખની શ્રેણી સદા;
જેને થતું દુર્ધ્યાન તેનો શત્રુ ચેતન છે સહી,
જેને થતું દુર્ધ્યાન તેને મૂઢતા વ્યાપી રહી. ૨૬૩
જે આર્તને છે રૌદ્ર એ બે ધ્યાન કૂડાં જાણવાં,
આત્માર્થિજીવોએ કદાપિ ચિત્તમાં નહિ આણવાં;
જે આર્તધ્યાને રૌદ્રધ્યાને વ્યાપ્ત છે તે દુષ્ટ છે,
જે મુક્ત છે દુર્ધ્યાનથી તે સાધુધર્મે પુષ્ટ છે. ૨૬૪

પ્રગટ્યા પ્રમાદો વારીને દુર્ધ્યાન જેહ સમાવતો,
પ્રગટ્યા પ્રમાદો વારીને જે ચિત્ત સ્થિરતા લાવતો;
પ્રગટ્યા પ્રમાદો વારીને પરમાત્મતા મન ભાવતો,
નિઃસંગ થઇ તે મુક્તિના પ્રાસાદમાંહી જાવતો. ૨૬૫

શુભ ધ્યાન.

શુભધ્યાનમાં આરૂઢ નહિ તે મુક્તિપદથી દૂર છે,
શુભધ્યાનથી જે દૂર છે તે ચિત્તમાંહી ક્રૂર છે;
શુભધ્યાનથી જે દૂર છે તે કર્મયોગી નહિ થતો,
શુભધ્યાનથી જે દૂર છે તેનો નહીં સાચો મતો. ૨૬૬

કર્તવ્ય કાર્યો જે કરે નિજફર્જના અધિકારથી,
નિર્લેપ રહે દુર્ધ્યાનથી તેને કશું બંધન નથી;
સાપેક્ષતાએ જાણવું એ ઉર્ધ્વગુણસ્થાનકવિષે,
અધિકાર જુદા સર્વના ફર્જો સકળ જુદી દીસે. ૨૬૭

જે મુક્ત થઈ દુર્ધ્યાનથી અધિકાર ફર્જે મન ધરે,
શુભધ્યાનમાં આરૂઢ થઈ પરમાત્મતા વેગે વરે;
આરૂઢ થઈ શુભધ્યાનમાં કર્તવ્ય કાર્યો જે કરે,
ઉજ્જ્વલ ધરી પરિણામને પંડિતમરણે તે મરે. ૨૬૮

જે જે પ્રમાદી યોગ છે હિંસા ખરી તે યોગથી,
જેમાં પ્રમાદો નહિ રહે હિંસા નહીં આભોગથી;
હિંસાતણા બહુ ભેદ છેજ પ્રમત્ત યોગે તે થતા,
દૂરે થતાં દુર્ધ્યાન સર્વે નષ્ટ ક્ષણમાં થઇ જતા. ૨૬૯
દુર્ધ્યાન યોગજ બંધ છે ને તે વિના નિર્બંધ છે,
દુર્ધ્યાનના પરિણામથી જન દેખતો પણ અંધ છે;
ઉપયોગી થઈ જે ક્ષણ ક્ષણે પરિણામ માઠા વારતા,
સંસારસાગરથી અરે તે ત્વરિત ચેતન તારતા. ૨૭૦
વિપત્તિયોને વ્યાધિયો જે કર્મયોગે સંપજે,
સાધુ સદા શુભધ્યાનથી નિઃસંગ થઈ ન્યારો થજે!!!
તું ભાવજે નિર્લેપતા ઉપસર્ગ વેઠી આકરા,
ઉજ્જવલ રહે પરિણામથી તે સાધુઓ જગમાં ખરા.૨૭૧
મેરૂ ડગે પણ ના ડગે જે સાધુઓ જગમાં ખરે,
કર્તવ્યમાં સ્થિરતા ધરી તે ઉચ્ચતા સ્હેજે વરે;
પરમાત્મમાંહિ મગ્ન થઇ ઉપયોગ રાખે આપણો,
શુભધ્યાનથી જગ થાય છે મુનિવર સદા સોહામણો. ૨૭૨
નિજ જ્ઞાન વણ ધ્યાનજ નથી જ્ઞાની વિના ધ્યાની નથી,
અનુભવ ખરો ઘટ પામવા જુવો ઘણાં આગમ મથી;

જે આત્મજ્ઞાની નહિ કદિ તે આત્મધ્યાની નહિ કદિ,
જોશો જગત્‌માં ચંદ્રથી પખવાડિયું થાતું સુદિ. ૨૭૩

પરમાત્મ ધ્યાન.

પરમાત્મધ્યાને જે રમે તે મોહથી ના ભવ ભમે,
પરમાત્મધ્યાને જે રમે તે કામને સહેજે દમે;
પરમાત્મધ્યાને જે રમે તે ચિત્તને નિશ્ચલ કરે,
પરમાત્મધ્યાને જે રમે તે કર્મ બહુલાં નિર્જરે. ૨૭૪
પરમાત્મધ્યાને જે રમે તે ઇન્દ્રિયોને સંવરે,
પરમાત્મધ્યાને જે રમે તે મુક્તિ સુખ શાશ્વત વરે;
પરમાત્મધ્યાને જે રમે તે શુદ્ધતા અનુભવ કરે,
પરમાત્મધ્યાને જે રમે તે પૂર્ણતાપદ સંસ્મરે. ૨૭૫
લયલીન થાતાં ધ્યાનમાં પરબ્રહ્મ પોતે થઇ રહે,
ભાષા પરાની પાર જઈ પરમાત્મસુખ સહેજે લહે;
લયલીનતાને એકતા તન્મયપણું ધ્યાને થતાં,
પ્રગટે સમાધિ તેથકી કર્મો સકળ નાસી જતાં. ૨૭૬
પરમાત્મધ્યાને લીનતા કરવી ખરૂં એ સાધ્ય છે,
એ સાધ્યના ઉપયોગથી એ ધ્યાન શુભ આરાધ્ય છે;
એ ધ્યાનમાંહી જે રમે તે પાર ભવનો પામતા,
રોગાદિ જે જે દોષ ત્હેને ધ્યાનથી ઝટ વામતા. ૨૭૭

એ ધ્યાનમાં સ્થિરતા થતાં સમતા સમાધિ આવતી,
સમતા સમાધિયોગથી મુક્તિ દશા ઘટ ભાવતી;

સમતાસમાધિ.

સમતા સમાધિયોગથી ના ભોગની ઇચ્છા થતી,
આનન્દમાં અદ્વૈતતા સંકલ્પતા દૂરે જતી. ૨૭૮
આનન્દ શુદ્ધ સમાધિમાં નહિ બાહ્યવિષયો ભાસતા,
આનન્દ શુદ્ધ સમાધિમાં સમ્યક્ત્વ આદિ ગુણ છતા;
આનન્દ શુદ્ધ સમાધિમાં ચારિત્ર નિશ્ચય સ્થૈર્ય છે,
આનન્દ શુદ્ધ સમાધિમાં નિજ શુદ્ધ વીર્યે ધૈર્ય છે. ૨૭૯
નહિ રાગવા નહિ દ્વેષ એવો ભાવ અન્તર્ પ્રગટતો,
ત્યારે સમાધિ પ્રગટતાં પ ભાવ દૂરે વિઘટતો;
આત્મોપયોગે રમણતામાં લીન મનડું થાય છે,
ત્યારે સમાધિયોગનો આસ્વાદ ઘટ પરખાય છે. ૨૮૦
પરમાત્મધ્યાનસમાધિની ત્હેં ભાવના ભાવી ખરી,
ઇચ્છા પ્રવૃત્તિ યોગથી આચારમાં મૂકી ભલી;
શુદ્ધાત્મધર્મ સ્વરૂપની જે ભાવના ભાવે સદા,
સંસારસાગરને તરી તે દુઃખ પામે નહિ કદા. ૨૮૧

ભાવના.

જે ભાવનાને ભાવતા તે શર્મ શાશ્વત પાવતા,
જે ભાવનાને ભાવતા તે સિદ્ધિ શિવપુર જાવતા;
જ્યાં ભાવ વર્તે મુખ્ય ત્યાં આચાર, ફલને આપતો,
જ્યાં ભાવના વર્તે ખરી ત્યાં સદ્ગુણોની છાપ તો. ૨૮૨

શ્રી ભરત પેઠે ભાવનાને ભાવતાં કેવલ લહે,
મરૂદેવી માતાવૃત્ અહો શુભભાવનાથી શિવ વહે;
આષાઢમુનિએ ભાવનાથી મુક્તિને ક્ષણમાં લહી,
ગૌતમપ્રભુએ ભાવનાથી રાગની સંતતિ દહી. ૨૮૩

શ્રી પ્રસન્નચંદ્રે ભાવના ભાવી ખરે કેવળ વર્યું,
શુભપંચદશશત તાપસોએ ભાવથી શિવ પદ ધર્યું;
બલદેવ શ્રાવક હરિણ જીવડો ભાવથી સ્વર્ગે ગયો,
શ્રીકૃષ્ણ વંદી સાધુઓને ભાવથી નિર્જર લહ્યો. ૨૮૪

શ્રી જીર્ણશ્રેષ્ઠી ભાવનાથી સ્વર્ગ દ્વાદશમાં ગયા,
ભાવી ભલી મન ભાવના જીવો ઘણા સિદ્ધો થયા;
પરિણામની છે મુખ્યતા ફલ પામવા આચારમાં,
સંસારીનાને ત્યાગીના એ મુખ્ય છે વ્યવહારમાં. ૨૮૫

ભક્તિ ફળે નહિ ભાવવણ કોટી પ્રયત્નો આદરે,
સેવા ફળે નહિ ભાવવણ લુખ્ખા પ્રયત્નો આચરે;
જ્યાં ભાવ વર્તે ભિન્ન ને આચાર ભિન્ન જણાય છે,
આચાર એ નિષ્ફળ કહ્યા સમજ્યાથકી સુખ થાયછે. ૨૮૬

વંદન કર્યું જો સાધુઓને શાલવી વીરે અરે,
પણ ભાવવણ ફલ નહિ લહ્યો આગમવિષે દેખો ખરે;
શ્રીકૃષ્ણે ખાધાં છોતરાં જો!!! કેળનાં શુભભક્તિએ,
છે ભાવ સાચો ભકતનો પરિણામની શુભ વ્યક્તિએ. ૨૮૭

જે ભાવથી દે દાન વા જે ભાવથી પૂજા કરે,
જે તપ કરે છે ભાવથી તે સ્વર્ગ સિદ્ધિ સંચરે;
જે ભાવથી વન્દે ગુરૂ તે કિલષ્ટ કર્મો સંહરે,
અનુમોદતો શુભ સાધુને તે વણ ક્રિયાએ ફલ વરે. ૨૮૮

શુભ ભાવનાને ભાવતા તે ઘોરકર્મો ટાળતા,
કર્મો સકલ દૂરે કરી તે મુક્તિપુરમાં મ્હાલતા;
જ્યાં ભાવનાનું જોર છે ત્યાં ધર્મનું બહુ જોર છે,
શુભ ભાવના પ્રગટે નહીં ત્યાં જાણ કર્મો ઘોર છે. ૨૮૯

શુભ ભાવવણ યાત્રા કરે દર્શન કર્યાથી શું વળે,
જ્યાં ભાવના રસની ઢળે ત્યાં દુઃખવાદળ ઘન ટળે;

સંકટ ટળે છે ભાવનાના જોરથી તપ આચરે,
જ્યાં ભાવ ત્યાં મંગળ સદા એવું સુસાધુ વ્યવહરે. ૨૯૦
મોદકતણા દૃષ્ટાંતમાં છે ભાવ ઘૃતરસના સમો,
શુભ ભાવઘૃતરસના વિના મોદક બને ના ક્યાં ભમો;
જ્યાં ભાવનું પ્રાધાન્ય છે ઉપયોગથી ત્યાં મુક્તિ છે,
જ્યાં ભાવનું પ્રાધાન્ય ત્યાં પરમાર્થની શુભ વ્યક્તિ છે. ૨૯૧
જે આત્મવીર્યોત્સાહથી ભાવે ક્રિયાઓ આદરે,
તેવા મનુષ્યો મુક્તિના શુભમાર્ગમાં ઝટ સંચરે;
જે સદ્ગુણોની ઉચ્ચતાકર પર્ણ ચેતનભાવ છે,
ભવપાથોધિ તરવા ખરેખર વસ્તુતઃ શુભ નાવ છે. ૨૯૨
જ્યાં ભાવનાની ખામી ત્યાં ખામી ખરેખર સર્વની,
ભાવી હૃદયમાં ભાવના નહિ વાટ લેશો ગર્વની;
ઉપશમ વગેરે ભાવ તેની ભાવના પ્રગટ્યાથકી,
આસન્ન સિદ્ધિપદ મળે ધારો હૃદય એવી વકી. ૨૯૩
ગુરૂદેવની આરાધના કરવી ભલી ભાવે કથી,
શુભ ભાવના વણ માન વા સત્કારથી સિદ્ધિ નથી;
શુભ ભાવના જ્યાં ઝળહળે ત્યાં સિદ્ધિયો આવી મળે,
અંતર્મુહૂર્તે મુક્તિ છે શુભભાવના સાચા બળે. ૨૯૪

શુભ ભાવના ઉલ્લાસથી આચાર ઉત્તમ થાય છે,
સંસ્કાર ઉત્તમ સંપજે એ ચિત્તમાં પરખાય છે;
મન વાણી તનુને ફેરવી જીવન સમર્પે અભિનવું,
શુભ ભાવનાનું બળ ઘણું સુખથી અરે શું સંસ્તવું. ૨૯૫

આત્મોન્નતિનું મૂલ જગમાં ભાવના શુભ જાણવી,
સાપેક્ષદૃષ્ટિ ધારીને મનમાં સદા એ આણવી;
એકવાર જો શુભ ભાવના પ્રગટે હૃદયમાં તો પછી,
નક્કી હૃદયમાં જાણશો પરમાત્મતા અંશે વસી. ૨૯૬

જે ભાવના ઉંચી થતી તે ઉચ્ચજીવન મંત્ર છે,
ઉચ્ચો દરજ્જો પામવા શુભ ભાવનાનુ યંત્ર છે;
જ્યાં ઉચ્ચ થાતી ભાવના ત્યાં ઉચ્ચતા વ્યવહારમાં,
અંતે ખરી દેખાય દૃષ્ટાંતો જુવો સંસારમાં. ૨૯૭

મૂઢો કરે હાંસી તથાપિ ઉચ્ચભાવ ન છંડશો,
રાખી હૃદયમાં ભાવના શુભ કાર્યમાંહી મંડશો;
શુભ ભાવનામાં અંશથી ઈશ્વરપણું ઘટ વિલસતું,
શુભભાવમાં મસ્તાન તેનું ચિત્ત ધર્મે ઉલસતું. ૨૯૮

શુભભાવમાં આરૂઢ થાવા યત્ન કોટી આદરો,
પ્રગટે બૂરી જે ભાવના તે શીઘ્ર મનથી પરિહરો;

શુભ ભાવથી પાછા હઠો નહિ વિઘ્નકોટી ઉપજે,
અંતે ખરે શુભ ભાવથી મન ઉચ્ચતા શુભ સંપજે. ૨૯૯

આત્મોન્નતિ સંઘોન્નતિ શિષ્યોન્નતિ તીર્થોન્નતિ,
ધર્મોન્નતિની ભાવના પ્રગતિવિષે છે સન્મતિ;
અનુભવ કર્યો પાસે રહી એ ભાવના ઉદ્‌ગારથી,
જય જય ગુરુજી પૂજ્ય તું એ ભાવના આચારથી. ૩૦૦

યાત્રા કરી ત્હેં તીર્થની જંગમ અને સ્થાવરતણી,
શુભભાવના બળ વેગથી મન લાગતી સોહામણી;

## ગુરૂયાત્રા.

યાત્રા કરે તે ભવ તરે આત્મોન્નતિ વેગે વરે,
કોટી ભવોનાં પાપને તે સાધ્ય સંલક્ષ્યે હરે. ૩૦૧

યાત્રા કરે ગુરૂવરતણી સમ્યકત્વ શુદ્ધિ થાય છે,
ચારિત્ર્ય ગુણ અભિલાષ તે યાત્રાથકી પ્રગટાય છે;
યાત્રાથકી તીર્થોન્નતિ આ વિશ્વમાંહી થાય છે,
યાત્રા ખરી સમજ્યાથકી અજ્ઞાન દૂરે જાય છે. ૩૦૨

શુભ સાધુઓના દર્શને સમ્યકત્વ શુદ્ધિ પ્રકટતી,
શુભ સાધુઓના દર્શને મિથ્યાત્વ બુદ્ધિ વિઘટતી;

શુભ સાધુઓની સંગતે સમ્યકત્વનો અનુભવ થતો,
સંગત વિના શુભ સાધુની નરભવ અરે એળે જતો. ૩૦૩
કલિકાલમાં આધાર છે શુભ સાધુઓનો જાણવો,
શુભ સાધુઓના દર્શને શુભ ભાવ મનમાં આણવો;
શુભ સાધુના દર્શનથકી તો પુણ્ય નિર્જર થાય છે,
આ ભવ વિષે ફળ સંપજે શુભ તીર્થ જંગમ ચ્હાય છે. ૩૦૪
શુભતીર્થ જંગમ છે વડું શુભ સાધુઓ જગમાં ખરે,
શાસન વહે છે સૂરિથી શુભ તીર્થ સૂરિજ છે ધુરે;
શાસન વહે છે સાધુઓથી ધર્મ નેતા મુનિવરો,
શુભ તીર્થ જંગમ સાધુઓ યાત્રા કરી શુભ સંવરો. ૩૦૫
કલિકાલમાં આધાર છે શુભ સાધુઓ સેવા કરો,
છે ધર્મના ધુરંધરો શુભ ધર્મ શ્રદ્ધા આદરો;
ભક્તિ કરીને સાધુઓના પુણ્યની પોઠી ભરો,
શુભ તીર્થ જંગમ આદરી વ્યવહારનયને અનુસરો. ૩૦૬
સિદ્ધાચલાદિ તીર્થ જે જે શાસ્ત્રકારે સંસ્તવ્યાં,
યાત્રા કરે શુભ ભાવથી આગમવિષે ફલ બહુ કવ્યાં;
જેથી તરાતું તીર્થ તે નિશ્ચય અને વ્યવહારથી,
વ્યવહારથી તીર્થોવિષે ગુરુગમ ધરો અનગારથી. ૩૦૭

શ્રુતજ્ઞાનયાત્રા.

શ્રુત જ્ઞાન સાચુ તીર્થ છે જિનવાણીની યાત્રા કરો,
પૂજા કરો જીનવાણીની ભવ્યો ! ભવાંભોધિ તરો;
કલિકાલમાં આધાર છે જિનવાણીનો અવધારવું,
સ્વાધ્યાય પર્યાલોચના યાત્રા કરીને ધારવું. ૩૦૮

આગમ અને શ્રુતજ્ઞાનિની આશાતનાઓ ટાળવી,
આગમ કરીને આગળે નિજબુદ્ધિ ધર્મે વાળવી;
શ્રુતજ્ઞાનગંગાતીર્થની યાત્રા કરે પાપો ટળે,
શ્રદ્ધાસુભક્તિયોગથી જીવ મુક્તિની વાટે વળે. ૩૦૯

આગમતણી રક્ષાથકી આરાધના છે ધર્મની,
મુક્તિ રહી કરતલવિષે એ વાત ભાખી મર્મની;
સિદ્ધાંતનું જે પઠનપાઠન સાહાય્ય તેમાં જે કરે,
તે જ્ઞાની થઇ અંતે ભલી પરમાત્મપદવીને વરે. ૩૧૦

જ્યાં પઠનપાઠન થાય ત્યાં સિદ્ધાંતની યાત્રા ખરે,
આગમશ્રુતિ શુભ પાત્ર છે સમજે ખરે તે ભવ તરે;
શ્રદ્ધા સુભક્તિ માનથી ગુરૂ પાસ આગમ સાંભળે,
સિદ્ધાંત યાત્રા તે ખરી અજ્ઞાનતા પાપો ટળે. ૩૧૧

**ચતુર્વિધસંઘયાત્રા.**

શુભ સંઘની યાત્રા કથી શ્રદ્ધા સુભક્તિમાનથી,
શુભ સંઘની સેવા કરો રક્ષા કરો એકતાનથી;
શુભ શ્રમણ શ્રમણી શ્રાદ્ધને જે શ્રાવિકા એ ચાર છે,
એ ચાર અંગો સંઘનાં ભક્તિ કરે જયકાર છે. ૩૧૨

એ ચારની રક્ષા અને વૃદ્ધિથકી યાત્રા કથી,
એ ચારની યાત્રા ખરી આગમ જુવો સર્વે સથી;
એ ચાર વણ જે તીર્થ સ્થાવર કોણ રક્ષે જાણશો,
એ ચારની સેવા ભલી એ યાત્ર મનમાં આણશો. ૩૧૩

એ ચારની જે ઉન્નતિ કરવા પ્રવૃત્તિ આદરે,
તે સંઘની યાત્રા કરીને સિદ્ધ શાશ્વત પદ વરે;
એ ચાર અંગો દેવસમ છે જીવતાં મહી જાગતાં,
એ ચાર અંગો જ્યાં વસે ત્યાં દિવ્યવાદ્યો વાગતાં. ૩૧૪

શુભ તીર્થની યાત્રા કરો રક્ષા કરો એ સાર છે,
જે તીર્થની યાત્રા કરે તેનો સફળ અવતાર છે;
યાત્રાથકી સદ્‌ગુણ વધે ને દોષ સઘળા ઝટ ટળે,
ગુરૂગમ લહી યાત્રા કરે મનના મનોરથ સહુ ફળે. ૩૧૫

શ્રી સદ્દગુરૂ યાત્રા ખરેખર સર્વપાપપ્રહારિણી,
શ્રી સદ્‌ગુરૂ યાત્રા કરો આનંદમંગલકારિણી;
શ્રી સદ્‌ગુરૂ યાત્રા ખરી વિદ્યાવિવેકપ્રચારિણી,
શ્રી સદગુરૂ યાત્રા ખરી અજ્ઞાનતમને હારિણી. ૩૧૬
શુભ વિનયભક્તિ સદ્‌ગુરૂની સત્યયાત્રા જાણવી,
આજ્ઞા ગુરૂની શીર્ષપર વહેવી તે યાત્રા માનવી;
યાત્રા કરે જે સદ્દગુરૂની ભક્ત શિષ્ય સુપાત્ર છે,
યાત્રા ગુરૂની જે કરે તેનુંજ નિર્મળ ગાત્ર છે. ૩૧૭
પરમાર્થની જે જીંદગી યાત્રા ખરી નિજ જાણવી,
સ્વાર્પણ કરીને જીંદગી ધર્માર્થકૃત્યે આણવી;
જે ધર્મના ઉપદેશમાં સ્વાર્પણ કરે જીવન ખરે,
તે આત્મભોગી જીવને યાત્રા હૃદય નિર્મલ કરે. ૩૧૮
યાત્રાઓ સર્વે સત્ય છે શાસ્ત્રોવિષે જે જે કથી,
સાપેક્ષદૃષ્ટે કૃત્ય છે શંકાજ ત્યાં ઘટતી નથી;
શ્રી સદ્દગુરૂગમ જ્ઞાનથી આગમ અને અનુભવવડે,
યાત્રા કરે જે ભાવથી સમજણ ખરી તેને પડે. ૩૧૯
સિદ્ધાચલાદિ તીર્થની યાત્રા અહો અન્તે કરી,
તું ધન્ય છે કૃત પુણ્ય છે શુભ ધર્મની પોઠી ભરી;

વૈરાગ્યને નિઃસંગતા નિર્ગ્રંથના ભાવે ભર્યો,
જયજય ગુરૂજી જગત્માં અવતાર નિજ સફલો કર્યો.૩૨૦

જ્ઞાન.

રાચી રહો તું જ્ઞાનમાં એ જ્ઞાન જગમાં શ્રેષ્ઠ છે,
એ સદ્ગુણોમાં મુખ્ય છે એનાથકી સહુ હેઠ છે;
આધાર આ કલિકાળમાં છે જ્ઞાનનો એ સત્ય છે;
શ્રુતજ્ઞાનનો અભ્યાસ એ પરમાર્થતઃ શુભ કૃત્ય છે. ૩૨૧
આગમવિષે પહેલુ કથ્યું છે જ્ઞાન એવા પાઠ છે,
શ્રુતજ્ઞાનવણ કિરિયાતણા જૂઠા જગત્માં ઠાઠ છે;
સમજાય છે જ્ઞાને સકળ જ્ઞાને પ્રકટ પરમાત્મતા,
કર્તવ્ય વા કર્તવ્ય તેની જ્ઞાન ગુણથી વ્યક્તતા. ૩૨૨
સંસારમાં કોઇ કાર્ય કરવું જ્ઞાનગુણથી થાય છે,
સમજ્યા વિના કંઇ નહિ થતું ત્યાં જ્ઞાન મુખ્ય કથાય છે;
પશુસમ કહ્યો માનવ અરે એ જ્ઞાનગુણવણ જાણવું,
મહિમા સુણી એ જ્ઞાનનો શ્રુતજ્ઞાન મનમાં આણવું. ૩૨૩
ક્ષણમાત્ર પણ શુભજ્ઞાનવણ ચાલે નહીં સસારમાં,
પ્રાપ્તિ કરો શ્રુતજ્ઞાનની માનવતણા અવતારમાં;

શ્રુત જ્ઞાનગુણ આદેય છે શ્રુત જ્ઞાનગુણ આદેય છે,
શ્રુત જ્ઞાનગુણ તવ સેવ્ય છે શ્રુતજ્ઞાનગુણ તવ ધ્યેય છે. ૩૨૪
મતિ આદિ પંચ પ્રકાર છે એ જ્ઞાનના મન જાણવા,
સમજી સકળ સમ્યક્‌પણે અન્તરવિષે પ્રકટાવવા;
"ગીતાર્થ વિહારઃ પ્રથમ" આગમવિષે જ્યાં ત્યાં જુવો,
શ્રુતજ્ઞાન ગંગામાં ઝીલી પાપો સકળ વેગે ધુવો. ૩૨૫
શ્રીવીરશાસન જ્ઞાનથી ચાલે જગત્‌માં જાણશો,
સમજ્યા વિના હઠવાદથી ખોટું હૃદય નહિ તાણશો;
સેવા ખરી શ્રુતજ્ઞાનની શ્રુતજ્ઞાનિની સેવા ખરી,
એ જ્ઞાનગુણવણ મુક્તિનહિ ભાખ્યું ખરૂં અનુભવ કરી. ૩૨૬

દાન.

સંસારમાં ત્હેં દાન દીધું ભક્તિથી શુભપાત્રમાં,
તેથી શીયલ શોભી રહ્યું ત્હારા રગેરગ ગાત્રમાં;
જે દાન દે તે શીયલને પામે ખરેખર જાણવું,
સાંવત્સરિક તીર્થંકરો દે દાન મનમાં આણવું. ૩૨૭
શુભદાન શીયલ તપ અને શુભ ભાવના એ ચાર છે,
એ ધર્મભેદોમાં પ્રથમ તો દાનનો વ્યવહાર છે;

મમતા ટળ્યા વણુ દાનનો આચાર કો નહિ આચરે,
જે દાન શૂરો હોય છે તે દાનવૃત્તિજ આદરે. ૩૨૮
સન્યાસ વા ત્યાગીપણું નહિ દાન વણુ ક્યારે મળે
દોષો અહંતાથી થયા નહિ દાનવણુ ક્યારે ટળે;
જિતકલ્પ છે વ્યવહારમાં શુભ દાન દેવું જાણવું,
જીતકલ્પ છે જગલોકનો એવું હૃદયમાં આણવું. ૩૨૯
ઉપકાર જગના વાળવા જગદાન સમ કોઇ નથી,
ઉપકાર વળતા દાનથી શાસ્ત્રો જુવો સર્વે મથી;
ભવમાં ભટકતાં જીવને ઉપકાર જીવોએ કર્યા,
ઉપકાર જગનો વાળવાને દાન દો ભાવે ભર્યા. ૩૩૦
ઉપકાર સહુનો છે પરસ્પર જીવવામાં જાણીને,
ઉપકાર સૌના છે ભવોભવ એવું મનમાં આણીને;
ગાર્હસ્થ્ય ભૂષણદાન છે ઘરબાર શોભા એ વડે,
ઘરબાર માંડયું વિશ્વમાં એ દાન દીધે પરવડે. ૩૩૧
નિજ દેહને હોમી કપોતે દાન ગુણને સાચવ્યો,
દૃષ્ટાંત લૌકિક ગ્રંથમાં ઘરબાર શોભામાં કથ્યો;
સાહાય્ય લીધું વિશ્વનું એ દાનથી પાછું વળે;
સુગુરાજનોને ભાવથી ઉતરે શિખામણ એ ગળે. ૩૩૨

દાતારની કીર્તિ વધે વૈરી સકલ વશ થૈ જતા,
દેતાં જીવોને દાન સઘળા સદ્‌ગુણો થાતા છતા;
દાતારમાં ઔદાર્ય ખીલે ભાવના શુભ આવતી,
દાતાર તેને તપતણી સિદ્ધિ ખરેખર થાવતી. ૩૩૩
મૂર્છા–પરિગ્રહ જાણવો મૂર્છા ટળે દાનજ થતું,
ઘરબારમાં શુભદાનથી સાધુપણું પ્રગટે છતું;
નિર્ગ્રન્થતા વૃદ્ધિ થતી દાને હૃદયના ભાવથી,
વ્યવહારમાં પ્રગટે ખરી એ દાનના શુભ દાવથી. ૩૩૪
વૃક્ષો નદીઓ મેઘ શોભે દાન સ ગુણયોગથી,
મોટાઈ છે દાતારની શુભ દાનના ઉપયોગથી;
દાતારનો ઉંચો રહે છે હસ્ત દાનસમે ખરે,
લેનાર યોગી હોય તો પણ હસ્ત રહે નીચો અરે. ૩૩૫
દાતારની મોટાઇ છે એ દાન કાળે જાણવું,
શુભ દાન દેવું ભાવથી એવું હૃદયમાં આણવું;
એ દાન ગુણ છે પંચધા શુભપાત્ર આદિપ્રભેદથી,
એ દાન ગુણ ફલ દે ભલું દીધું હૃદય નિઃખેદથી. ૩૩૬
પસ્તાય છે જે દાનને દેઈ પછી સંસારમાં,
હારી જતો તે ફલ ઘણું દૃષ્ટાન્ત બહુ વ્યવહારમાં;

કંજુસ મમ્મણ શેઠનું દૃષ્ટાન્ત મનમાં ધારવું,
કાર્પણ્ય ખેદાદિક કરી શુભ ફલ અહો નહિ હારવું. ૩૩૭
સંસારપાથોધિતરી જાણો ખરેખર દાન છે,
જે દાનને દેતો ખરે તેનુંજ સાચું જ્ઞાન છે;
આ ભવવિષે સંપત્તિને સત્તા ઘણું સન્માન છે,
એ પૂર્વભવનું દાનફળ શાસ્ત્રોવિષે ગુણગાન છે. ૩૩૮
સાધુ તપસ્વી થઈ ફરે લક્ષ્મી ઉપર મમતા કરે,
એ દાનગુણ સિદ્ધિ વિના ત્યાગીપણું ક્યાંથી વરે;
જે દાન સદ્ગુણ સેવીને સ્વાર્પણ કરે તે ધન્ય છે,
વિખ્યાત વિશ્વે તે થતો જાણો ખરો કૃત પુણ્ય છે. ૩૩૯
જે સ્વાર્થને દૂરે કરી પરમાર્થ પથમાં સંચરે,
તે દાનગુણથી જાણવો તે કોટી કર્મો સંહરે;
ઋષભાદિ તીર્થંકર થયા એ દાનફલથી જાણવા,
દૃષ્ટાંત એવા સાંભળી એ ભાવ મનમાં આણવા. ૩૪૦
શુભદાન દેવાથી થતું તે અન્યથી નહિ થાય છે,
શુભપાત્રમાં જે દાન દે તે ઉચ્ચ સદ્ગુણ પાય છે;
શુભદાનનો મહિમા જગતમાં જાગતો ફલ આપતો,
આત્માર્થિજન જે હોય તેના મનવિષે એ વ્યાપતો. ૩૪૧

નિરહંપણે જે દાન દે મુક્તિ સ્વયં સહેજે વરે,
નિરહંપણે જે દાન દે સંસારમાં તે નહિ ફરે;
નિષ્કામભાવે દાનને દેતાં સકળ સિદ્ધિ ખરે,
પરમાર્થપદશક્તિ અહો કર્મો કર્યાં બહુ નિર્જરે. ૩૪૨
જે દાનમાંહી રક્ત છે તે ધર્મમાં આસક્ત છે,
શુભપાત્રમાં જે દાન દે તે ઇશ્વરી મહાભક્ત છે;
સ્વાર્પણ કરે જે જે મળ્યું તે આત્મભોગી વીર છે,
અન્તરથકી જાણો ખરે એ સંત સજ્જન ધીર છે. ૩૪૩
જે દાનને નિજ ફર્જ માની દે સદા તે જન ખરો,
ભવ્યો ! હૃદયની ભાવનાથી દાન ગુણ વેગે વરો;
જગયુદ્ધ શૂરા જનથકી પણ દાનવીરજ શ્રેષ્ઠ છે,
શુભ દાનગુણ વિષ્ણુ ખરો એના થકી સહુ હેઠ છે. ૩૪૪
વિક્રમ ખરો દાનેશ્વરી સ્વાર્પણ કર્યા પ્રાણો અહો !
શ્રીકર્ણ ભોજને સંપ્રતિ ભરતાદિ દૃષ્ટાન્તો લહો.
શુભ તીર્થ જંગમ સાધુને જે દાન દે તે ભવતરે,
પ્રત્યક્ષ ફલ છે સાધુને જે દાન દે તેથી ખરે. ૩૪૫
બહુમાનપૂર્વક ભક્તિથી આભવ વિષે ફલ થાય છે,
દૃષ્ટાન્ત એનાં જીવતાં ગીતાર્થગુરૂઓ ગાય છે;

જે જે મળી શુભ શક્તિયો પરના હિતાર્થે વાપરે,
તે દાનગુણ સિદ્ધિ કરી–બીજા ગુણો સહેજે વરે. ૩૪૬
શુભ સપ્તક્ષેત્રે દાનને જે વાપરે તે પૂજ્ય છે,
પરમાર્થપદ વેગે વરે એ ધર્મજીવન ગુહ્ય છે;
જે દાન દેતો જ્ઞાનનું એ જ્ઞાનની વૃદ્ધિ કરે,
તે ધર્મજીવન સૂત્રનો જીવક બની સિદ્ધિ વરે. ૩૪૭
વિદ્યા અને શુભ જ્ઞાન સમ કો દાન નહિ એ દેખવું,
વિદ્વાન્ જ્ઞાની સમ નહિ કો પૂજ્ય જગમાં પેખવું;
જે સ્વાન્યદ્યોતક આત્મશોધક જ્ઞાનધનને આપતો,
તે વિશ્વમાં ભાનુસમો કીર્ત્યા સકલમાં વ્યાપતો. ૩૪૮
પાઠક બની જે જ્ઞાન ધનનું દાન આપે સર્વને,
કર્તવ્ય ફર્જે સ્થિર થતો રાખે નહિ મન ગર્વને;
તે સ્વર્ગ સિદ્ધિપદ વરે ઉપકાર નહિ તેનો વળે,
સંઘોન્નતિ વિશ્વોન્નતિ જ્ઞાને થતી ચેતનબળે. ૩૪૯
થાતી સદા જ્યાં આપલે શ્રુતજ્ઞાનની પરમાર્થમાં,
જ્યાં જ્ઞાનના દાતાર જ્ઞાનીઓ પડે નહિ સ્વાર્થમાં;
એ દેશની છે ઉન્નતિ એ દેશને સહુ કો નમે,
જ્ઞાની જનોને જ્ઞાનનું શુભદાન નિશ્ચયતઃ ગમે. ૩૫૦

નીતિ વિના રીતિ નથી નીતિ વિના સુખ છે નહીં,
નીતિ ધરે શાંતિ પ્રતિષ્ઠા કીર્તિયશ વધતો સહી. ૩૫૯
જ્યાં નીતિ નહિ ત્યાં ધર્મ નહિ અન્તર્ વિચારી દેખવું,
નીતિ વિના નર સાક્ષરા તે રાક્ષસા જગ પેખવું;
નીતિ વિના વિદ્યા અને લક્ષ્મીથકી જગ શું થયું,
સામ્રાજ્ય સાચું નીતિથી આ વિશ્વમાં શોભી રહ્યું. ૩૬૦
નીતિવિષે ઈશ્વર વસે સાહાય્ય દેવોનું મળે,
નીતિ વિના માનવપણું શોભે નહીં જગ પળપળે;
જ્યાં નીતિ ત્યાં સહુ ધર્મ આ જગમાં સદાવાસો કરે,
સત્તા વધ્યાથી શું થયું નીતિ વિના સમજો ખરે. ૩૬૧
પ્રામાણ્ય નીતિથી સદા શોભી રહે દિનકરસમું,
નીતિવડે જે શોભતો તેના અહો પાયે નમું;
સન્નીતિની શુભ જીવતી મૂર્તિ બની વિલસી રહ્યા,
જય જય ગુરૂ આ વિશ્વમાં મહિમા ન જાએ તવ કહ્યા. ૩૬૨

શ્રદ્ધા.

પ્રભુ ધર્મની શ્રદ્ધા વર્યો સંસારપાથોધિ તરી,
તવ ચિત્ત હાડોહાડમાં ને રોમરોમે એ ભરી;

શુભ ધર્મનો પ્રાસાદ પાયાસમ ખરી શ્રદ્ધા કથી,
શ્રદ્ધા વિના ધર્મજ નથી જોશો સકળ આગમ મથી. ૩૬૩
જે ધર્મ રૂપી દેહ તેના વીર્યસમ શ્રદ્ધા ખરી,
શ્રદ્ધા વિના બળ નહિ જરી દેખો અનુભવ એ કરી;
શ્રદ્ધાથકી મંત્રો ફળે શ્રદ્ધા વિના નહિ કૈં થતું,
શ્રદ્ધા વિના નર જે કરે તે ક્ષણ વિનશ્વર થઇ જતું. ૩૬૪
તર્કો ઉપર તર્કો થતા તેના ઉપર તર્કો થતા,
આપે દલીલો જે પ્રબળ તે વિશ્વમાં જીતી જતા;
જે તાર્કિકોના તાર્કિકો તે અન્યને જૂઠું કરે,
તર્કો કરે કોટી ગમે શ્રદ્ધા વિના નહિ કૈં કરે. ૩૬૫
તર્કો ઉપર તર્કો કરે પણ તર્કનો નહિ પાર છે,
શ્રદ્ધા વિના તર્કોવડે દોડે કશો નહિ સાર છે;
પ્રભુ કેવલીએ જે કથ્યું શ્રદ્ધા કરી તેની ખરી,
કર્તવ્ય નિજ તું કર! સદા વિશ્વાસથી મનડું ભરી. ૩૬૬
શ્રદ્ધા વિના પ્રામાણ્ય નહિ પ્રામાણ્ય વણ શ્રદ્ધા નહીં,
એ બે પરસ્પર જીવતાં કારણ અને કાર્યે સહી;
શ્રદ્ધા વિના ફત્તેહ નહિ યાહોમ જીવન નહિ થતું,
શ્રદ્ધા વિના જીવાય નહિ જગલોકમાં નિશ્ચય મતુ. ૩૬૭

શ્રદ્ધા વિના નીતિ અને આચાર સારા નહિ ટકે,
શ્રદ્ધા વિના બકવાદિયો સ્વાચ્છન્દ્યથી કંઇ કંઇ બકે;
શ્રદ્ધાથકી સમ્યક્ત્વ છે સમ્યક્ત્વથી ચારિત્ર્ય છે,
શ્રદ્ધા ક્રિયાનું મૂળ છે અન્તર્ સદા પાવિત્ર્ય છે. ૩૬૮
શ્રદ્ધા વિના મુક્તિ નથી કોટી ઉપાયો જો કરો,
શ્રદ્ધા વિના શાન્તિ નથી સંશયથકી દુઃખે મરો;
નિશ્ચય વિના સિદ્ધિ નથી કુતર્ક કોટી કેળવે,
નિશ્ચયથકી સિદ્ધિ થતી આચારમાં બળ ભેળવે. ૩૬૯
શ્રદ્ધાવડે વ્યવહારમાં પ્રાબલ્ય વધતું બહુ રહે,
શ્રદ્ધાવડે કર્તવ્યની સિદ્ધિ થતી જિનવર કહે;
નિશ્ચયસમું કો બળ નથી ઉત્સાહ અંગે આપતું,
નિશ્ચય બળે સહુ અંગમાં ઉત્સાહ જીવન વ્યાપતું. ૩૭૦
શ્રદ્ધા વિના શ્રી સદ્ગુરૂનો પ્રેમ પ્રગટે નહિ કદી,
પર્વત અને વૃષ્ટિ વિના પ્રગટે નહીં જગમાં નદી;
શ્રદ્ધા વિના શ્રી સદ્ગુરૂની તત્ત્વ તો પ્રગટે નહીં,
શ્રદ્ધાથકી ભક્તિ અને સેવા જગત્માં છે સહી. ૩૭૧
શ્રદ્ધા વિના ફળ નહિ મળે ભક્તિ અને સેવા કરે,
શ્રદ્ધા વિના જગ સહુ ફરે તપ જપ થતાં નિષ્ફળ ખરે;

શ્રદ્ધા વિનાનો શિષ્ય તે જાણો હરાયું ઢોર છે,
શ્રદ્ધા વિનાનો શિષ્ય તે જાણો ગુરૂનો ચોર છે. ૩૭૨
શ્રદ્ધા વિનાનું વ્રત કર્યું પૂજા કરી નિષ્ફળ જતી,
શ્રદ્ધા વિના સંકલ્પ બળ ક્યાંથી અરે ક્યાં શુભ મતિ;
આશીઃ પ્રદીધીને લીધી શ્રદ્ધાબળે સત્વર ફળે,
અનુભવ ખરો એ યોગીનો ઉતરેજ જ્ઞાનીના ગળે. ૩૭૩
શ્રદ્ધા વિના નિષ્ફળ થતું સહુ; મન અરે જ્યાં ત્યાં ભમે,
શ્રદ્ધા વિના સ્થિરતા નથી યાત્રા કરે કોટીગમે;
શ્રદ્ધા વિના વ્યવહારમાં ઉત્તમ થતો નહિ માનવી,
શ્રદ્ધાથકી છે ધર્મ સત્કિરણોવડે જેવો રવિ. ૩૭૪

## ધૈર્ય.

શ્રદ્ધાથકી ધીરજ વધેને ધૈર્યથી બહુ બળ વધે,
ઉપસર્ગ વેઠાતા બધાને કાર્યની સિદ્ધિ સધે;
શુભધૈર્યયોગે ધર્મનાં કાર્યો કરાતાં ટેકથી,
એ ધૈર્યયોગે કાર્યની સિદ્ધિ થતી શુભનેકથી. ૩૭૫
હિમ્મતતણી કિમ્મત નથી હિમ્મત વધે છે સદ્દગુણે,
આરંભથી છેવટ સુધી શુભ છે અહો જ્ઞાની ભણે;

એ ધૈર્ય ગુણુ જેમાં ખીલ્યો તે ધીર જગમાં જાણુવો;
શુભ કાર્યનો સાધક ખરો એ ભાવથી મન આણુવો. ૩૭૬
ધીરજ વડે કાર્યો કરે તે વિશ્વ યશને મેળવે,
ધીરજ વડે કાર્યો કરે તે સદ્‌ગુણો બહુ કેળવે;
શુભધૈર્ય વણુ ચાલે નહીં સંસારમાં કાર્યો કરે,
શુભ ધૈર્યનું, પગલું ભરંતાં ખપ પડે છે જગખરે. ૩૭૭
શુભ ધૈર્ય જેમાં નહીં અરે તે વીર જગ નહિ થાય છે,
શુભ ધૈર્ય જેમાં છે સદા તે વીર જગ વખણાય છે;
હિમ્મત વિના હારી જતા લોકો ઘડીમાં ધારવું,
કાયર કરે શું? કાર્ય મનમાં એ સદા અવધારવું. ૩૭૮
સામગ્રીઓ સર્વે મળે પણુ ધૈર્યવણુ શા કામની,
સારી મતિ સજ્જન હિયે પણુ ધૈર્યવણુ તે નામની;
સાહાય્ય સહુની હોય તોપણુ ધૈર્યવણુ જગ હાર છે,
ક્ષણુક્ષણુ વિષે ધીરજ થકી જગમાં સદા જયકાર છે. ૩૭૯
રાણા પ્રતાપે ધૈર્યથી નિજ રાજ્ય પાછું મેળવ્યું,
શિવાજીએ ધીરજ ધરીને સૈન્ય સારૂં કેળવ્યું;
જ્યાં ધૈર્ય છે ત્યાં સર્વ છે જ્યાં ધૈર્ય નહિ ત્યાં શૂન્યતા,
શ્રદ્ધા અને ધીરજ વિના પ્રામાણ્યની બહુ ન્યૂનતા. ૩૮૦

ધીરજ વિના કાયર અને ઉછાંછળું મન થાય છે,
નિજકાર્યસિદ્ધિપ્રાપ્તિ પાસે આવી પાછો જાય છે;
શક્તિ છતાં ધીરજ વિના લોકો ઘણા હારી જતા,
શક્તિ છતાં ધીરજ વિના લોકોજ ખાવે બહુ ખતા. ૩૮૧
ધીરજ વિનાના લોકની કિમ્મત્ ન કોડીની થતી,
ધીરજ વિનાના લોકની ઉમ્મર સકળ એળે જતી;
ધીરજ વિનાના લોકની સંગત કરે દુઃખો પડે,
સંસારમાં ધીરજ વિના નર દુઃખ પડતાં રડવડે. ૩૮૨
પ્રખ્યાત જે વિશ્વે થયા ધીરજ થકી મન જાણશો,
શુભ ધૈર્ય ઈશ્વરસમ ગણીને ભાવથી મન આણશો;
શુભ ધૈર્યને ધરવું સદા ચંચલપણું દૂરે કરી,
કર્તવ્ય સદ્‌ગુણ ફર્જ એ તવ ધાર વર્તન આદરી. ૩૮૩
પાછો હઠી જા ના કદાપિ ધૈર્ય મનમાં ધારજે,
સંકટ પડે તે ધૈર્યથી વેઠી પ્રતિજ્ઞા સારજે;
શુભ ધૈર્યથી દેખીશ અન્તે મઙ્ગલો આગળ રહ્યાં,
શુભ ધૈર્યથી દુઃખો અને સંકટ સહ્યાં માણસ કહ્યાં. ૩૮૪

સ્થિરતા.

શુભ ધૈર્ય વણ શુભ સ્થૈર્યની આશા કદિ નહિ રાખવી.
અન્તર્‌વિષે સ્થિરતા વધે સુખ વાનગી ઝટ ચાખવી;

સ્થિરતા વિના મનપાત્રમાં બહુ સદ્ગુણો ઠરતા નથી,
સ્થિરતા વિના શાન્તિ નથી એ વાત આગમમાં કથી.૩૮૫
સ્થિરતા વિના નહિ પાત્રતા દૃષ્ટાન્ત જગમાં જાગતાં,
સ્થિરતા વિના ચંચલજનો ઘરઘર ભમે છે માગતાં;
સ્થિરતા વિના જે ક્ષણિકમનના માનવી જગ શું ? કરે,
વિશ્વાસ તેનો ના થતો પ્રામાણ્ય તેથી છે દૂરે. ૩૮૬
સ્થિરતા વિના સમતા નથી જગમાં જુઓ જ્યાં ત્યાં ફરી,
સ્થિરતા વિના સિદ્ધિ નથી ને ધ્યાન આશા નહિ જરી;
સ્થિરતા વિનાનો માનવી શુભ ઠામ બેસી ના ઠરે,
સ્થિરતા વિનાજ્યાંત્યાં જુઓ ચંચલ જીવો ભટકી મરે.૩૮૭
સ્થિરતા વિના તો યોગની સિદ્ધિ કદિ નહિ થાય છે,
સ્થિરતા વિના ચંચલમને ચિંતા ઘણી પ્રકટાય છે;
સ્થિરતા વધે ત્યાં સહુ વધે આનન્દ મર્યાદા નહીં,
આનન્દ અપરંપાર સ્થિરતા વૃદ્ધિથી જાણો સહી. ૩૮૮
સ્થિરતા વિના શોભે નહીં ચારિત્રની દીક્ષા ગ્રહી,
સ્થિરતા ખરૂં ચારિત્ર્ય છે સ્થિરતા વિનાનું કંઇ નહીં;
સ્થિરતા વિના અનુભવ નથી પરમાત્મના પદને વિષે,
સ્થિરતા વિના શિવશર્મનો અનુભવ અરે કયાંથી દિસે. ૩૮૯

સ્થિરતાવડે શિવશર્મનો અનુભવ હૃદયમાં થાય છે,
આત્માનુભવ સ્થિરતાવડે પરમાત્મપદ પરખાય છે;
સ્થિરતાવડે નિજયોગ્યતા પ્રગટે ખરેખર જાણવું,
વિદ્યા સમર્પે સદ્ગુરૂ નિજ શિષ્યને એ માનવું. ૩૯૦
જે રાજયોગી મંત્રયોગી કર્મયોગીજ જન થતા,
સ્થિરતાવડે લયયોગીઓ આ વિશ્વમાં થાતા છતા;
સંવર અને જે નિર્જરા તે સ્થૈર્ય અવલંબી રહે,
સ્થિરતા સમાધિયોગમાં પરમાત્મપદ શોભા લહે. ૩૯૧
સ્થિરતાવડે સાધુત્વ છે જ્યાં વ્યક્તિભાવે સ્થૈર્ય છે,
ત્યાં ઉપશમાદિભાવથી નિજવ્યક્તે સાચું ધૈર્ય છે;
જ્યાં ઉપશમાદિસદ્ગુણો સ્થિરતા લહે ત્યાં શર્મ છે,
જ્યાં ઉપશમાદિ સદ્ગુણે સ્થિરતા વધે ત્યાં ધર્મ છે. ૩૯૨
ત્હેં સ્થૈર્યની વૃદ્ધિ કરી ચારિત્ર દીપાવ્યું ખરૂં,
આદર્શજીવન સ્થૈર્યનું ભાવે સદા એ અનુસરૂં;
તવ દેહવાણી ચિત્તની સ્થિરતા વધી અનુભવ કર્યો,
તું પૂજ્ય પ્રાણાધાર મ્હારા ધ્યેયરૂપે મ્હેં વર્યો. ૩૯૩

ઉપદેશ.

મંગલતનુ અવસાન સમયે ખામણાં કીધાં ખરાં,
ત્હેં સર્વ જીવ ખમાવિયા વૈરાગ્યથી લોચન ભર્યાં;

ત્હેં ભક્તજીવો આગમે ઉપદેશ કીધો છેવટે,
એ સાંભળ્યો સ્મૃતિમાં રહો તેથી કષાયો બહુ ઘટે. ૩૯૪
કરશો કષાયો ના કદિ સંસારનું એ મૂળ છે,
જાણ્યું કષાયે જીવનતો એ જાણવું પણ ધૂળ છે;
દુઃખો કષાયે સંપજે શાન્તિ ન સાચી પ્રગટતી,
પરમાર્થબુદ્ધિ ઝટ ટળે સંયમદશા પણ વિઘટતી. ૩૯૫

## સદ્દ્ગુરૂનો અન્તિમોપદેશ.

( મન્દાક્રાન્તા. )

લોભો ભળ્યો વિષય વિકથા કયાં કરો મોહભાવે,
આવે સાથે નહિ નહિ કશું કર્મ તે સાથ આવે;
આયુઃ વીતે ક્ષણ ક્ષણ અરે ચિત્ત વૈરાગ્ય લાવો,
સાચા સાચા જિનવર વિભો ચિત્તમાં નિત્ય ભાવો. ૩૯૬
મ્હારૂં ત્હારૂં હૃદય કરતાં સાર આવે ન સારો,
ભૂલો છો શું? હૃદય સમજી મોહથી જન્મ હારો;
સંસારેરે સુખ નહિ મળે પૂર્ણ આયુષ્ય ગાળે,
વૈરાગી કો હૃદય સમજી ધર્મમાં આયુ વાળે. ૩૯૭
સુંઝે કયાં તુ વિષયવનમાં દુઃખ અંતે સદાનું,
સુંઝી લોકે સુખ નહિં ગ્રહ્યું માન કીધું મઝાનું;

વ્હાલાં જે જે તુજ મનગણે કોઇ આવે ન સાથે,
બ્રાન્તિ ત્યાગો અનુભવ કરી ધર્મ કરણીજ હાથે. ૩૯૮
સંસારેરે સડણ પડણ સર્વ દેહો સદા છે,
સુંઝે ક્યાં તું તનમનવિષે સત્ય ના એ કદા છે;
ચેતો ચેતો હૃદયઘટમાં સર્વ જૂઠું વિચારી,
આત્મા છે તું અનુભવ કરી ધ્યાનમાં પૂર્ણ ધારી. ૩૯૯
રાગ દ્વેષે નહિ નહિ કશી શાન્તિ સંસાર જાણો,
તેને ત્યાગે જિનવર કહે શર્મ સાચુંજ આણો,
રાગ દ્વેષે તનમનવિષે બોલમાં દુઃખ છાયા,
સૌને એવું સતત ભવમાં રોગ શોકે હણાયા, ૪૦૦
રાગી દ્વેષી જગજનવિષે સામ્ય છે ભાવ જેને,
જાણો સાચી હૃદયઘટમાં શાન્તિ છે પૂર્ણ તેને;
દોડો દોડો નહિ ભવવને દોડતાં થાક આવે,
જે જે દોડ્યો વિષયવનમાં તે રહે ના જ સાજો. ૪૦૧
આ સંસારે સુખ નહિ જરા બાહ્યભાવે રમ્યાથી,
આ સંસારે સુખ નહિ જરા બાહ્યભાવે ભમ્યાથી;
આ સંસારે સુખ નહિ જરા કામ્યભાગે જ લોકો,
આ સંસારે સુખ નહિ જરા કેમ પાડોજ પોકો. ૪૦૨

આ સંસારે સુખ નહિ જરા ગાડી માંહે ફરેરે,
આ સંસારે સુખ નહિ જરા વ્યોમમાં સંચરેરે;

(વૈરાગ્ય.)

આ સંસારે સુખ નહિ જરા પુત્રવિત્તાદિકેરે,
આ સંસારે સુખ નહિ જરા ક્રોધમાને બકેરે. ૪૦૩

આ સંસારે બહુધનથકી મોહની છાક આવે,
જાણો જાણો સમજુ મનમાં જ્ઞાનથી ગર્વ જાવે;
આ સંસારે જનન મરણે સર્વ જીવો વહે છે,
જ્ઞાની તેનો અનુભવ કરી શાન્તિ સાચી લહે છે. ૪૦૪

ત્યાગી નિન્દા પરજનતણી દ્વેષને દૂર ટાળો,
સાચાનો તો અનુભવ કરી ધર્મમાં ચિત્તવાળો;
ન્હાના મોટા જગત જન સૌ સંપીને નિત્ય ચાલો,
ધર્મધ્યાને નિશદિન રહી મુક્તિમાં પૂર્ણ માલો. ૪૦૫

માથે માથે મરણ સહુને કોઇના જીવવાનું,
વ્હેલા મોડા જન સહુ જતા કોઇ ના જાણવાનું;
પ્યારાં પ્યારી નવિ કદિ રહે માત કે તાત ક્યારે,
અંતે જાવું ખબર ન પડે કોઇ આવે ન વ્હારે. ૪૦૬

ટેં ટેં ત્હારી કદિ નહિ ચલે ચેત વૈરાગ્યભાવે,
સાથે આવે વપુ નહિ કદા કેમ વૈરાગ્ય નાવે;
જોને ચાલ્યા બહુ જન જતા ખાલી હાથે અરેરે,
કર્મો સાથે અરરર થતાં જે કર્યાં તે ખરેરે. ૪૦૭

( ક્ષણભંગુરતા. )

ઇન્દ્રો ચાલ્યા સુરગણુ ગયા દાનવો ચક્રી રાજા,
જેની હાકે જગજન બીહે શૌર્યથી જેહ તાજા;
તેવા ચાલ્યા જનન મરણે કાળ મૂકે ન કોને,
જોતાં જોતાં સહુ વહિ જશે આંખથી એહ જોને. ૪૦૮

મોહે ભૂલી જગજન અરે માનમાં ખૂબ માચે,
મોહે ભૂલી જગજન અરે લોભમાં ખૂબ રાચે;
મોહે ભૂલી જગજન અરે ધર્મને પૂંઠ દેતો,
અન્તે સર્વે તવ નહિ રહે ચેતીને ખૂબ ચેતો. ૪૦૯

મારૂં મારૂં હૃદય ગણુતો તે ન ત્હારૂં થનારૂં,
મારૂં માન્યું તનધન સહુ દૂર અન્તે જનારૂં;
મોટી પોકે જન સહુ રડે જે મરેલાંજ તેને,
શોધીને તું જગ શુભ ખરે વીરનું નામ દેને. ૪૧૦

મુંઝાઇને પરધનવિષે કેમ મૃત્યુ લહે છે,
જોને જાગી હૃદયઘટમાં કેમ ઉંઘો વહે છે;
તારા જેવા બહુ જન ગયા હાયહા રે કરીને,
સાથે લીધું નહિ નહિ કશું નર્ક પામ્યા મરીને. ૪૧૧
વ્યાઘ્રો ઝાલે હરિણ ગણને તેમ મૃત્યુ ગ્રહે છે,
છૂટે ના કો સુરપતિ અરે કર્મ માર્ગે વહે છે;
જાણી જાણી અરરર સહુ કેમરે ત્રાસ નાવે,
આ સંસારે જનન મરણે કર્મરાજા નચાવે. ૪૧૨
માથાકૂટી બહુ જગ કરો મૃત્યુ કયારે ન મૂકે,
મારૂં મારૂં બહુ બહુ કરી માનવી સત્ય ચૂકે;
મુંઝે જેમાં જનન મરણે વાસ તેમાંજ તારો,
માયાયોગે જગ અવતરી શું કર્યું તે વિચારો. ૪૧૩
ભોળા પ્રાણી પરવશ બની કયાં કરોછો કષાયો,
ભોળા પ્રાણી પરવશ બની દુઃખમાંહી ઘવાઓ;
ભોળા પ્રાણી પરવશ બની ફન્દમાં કેમ ફૂલ્યા,
ભોળા પ્રાણી પરવશ બની દુઃખપાથોધિ ડૂલ્યા. ૪૧૪
જેના માટે બહુ બહુ સહે તે ન થાતું જ ત્હારૂં,
જેના માટે બહુ બહુ સહે તે અરે થાય ન્યારૂં;

જેના માટે બહુ બહુ સહે તેજ થાતો વિરોધી,
જેના માટે મરણ કરતો તેજ મારે નિરોધી. ૪૧૫
ભૂલ્યો ભૂલ્યો તુજધન અરે અન્યને વિત્ત માને,
ડૂલ્યો ડૂલ્યો પરધનવિષે મોહની છાકતાને;
ફૂલ્યો ફૂલ્યો મન બહુ અરે માનમાં આયુ ગાળ્યું,
ઝૂલ્યો ઝૂલ્યો પરપરિણતે ધર્મનું ભાન ટાળ્યું. ૪૧૬

હાથમાં બાજી છે.

બાજી હાથે હજી તવ અરે ચિત્તમાં જો વિચારી,
બાજી હાથે હજી તવ અરે શોધજે ધર્મધારી;
બાજી હાથે હજી તવ અરે ભૂલ લે સૌ સુધારી,
ચેતો ચેતો ચતુર મનમાં જાવ ના જન્મહારી. ૪૧૭
જે જે દેખે જડ સહુ અરે નાશ તેનો થનારો,
શિષ્યા શિષ્યો ક્ષણિક ઘટના જન્મ પામ્યો જનારો;
જન્મ્યો તેને મરણ ભય છે પૂર્ણ હૈયે વિચારો,
ચેતો ચેતો ચતુર મનમાં જન્મ પામ્યો જનારો. ૪૧૮
જેને દેખી મુનિવર ચળે અપ્સરારૂપ ભારી,
જેને દેખી સુરપતિ ચળે જેહ સૌન્દર્યકયારી;

જેને દેખી ગ્રહગણુ ચળે રૂપવંતી સુનારી,
ચાલી તેવી મરણુ સમયે કર્મની વાત ન્યારી. ૪૧૯
નારી તારી કદિ નવિ થશે નષ્ટ થાવેજ કાયા,
કાયા માયા પ્રતિદિન ઘટે અભ્રની જેમ છાયા;
કાયા કાચા ઘટસમ અરે પુત્રને તેમ જાયા,
ચેતો ચેતો હૃદય સમજી મોહયોગે ભમાયા. ૪૨૦
જેના માટે પળપળ અરે જંપીને નાજ બેસે,
જેના માટે તનમન અરે કાઢતો નિત્ય કલેશે;
તેતે અન્તે ક્ષણુ નવ રહે નાશ્ય રૂપે થવાનું,
કર્માધારે જનન મરણે મોહથી સૌ જવાનું. ૪૨૧
એવું જાણ્યું તદપિ ન થયો ચિત્ત વૈરાગ્ય સાચો,
જાણો એવો નર જગ વિષે મોહયોગેજ કાચો;
જેના ચિત્તે ગુરૂવરતણી દેશના સત્ય લાગી,
તે સંસારે શુભ નર અરે ધર્મની વૃત્તિ જાગી. ૪૨૨
एकोऽहं એ સ્મરણુ કરતાં અન્ય લાગેજ ન્યારૂં,
एकोऽहं એ સ્મરણુ કરતાં અન્ય લાગેજ પ્યારૂં;
एकोऽहं એ સ્મરણુ કરતાં મોહ થાવે ન ચિત્તે,
एकोऽहं એ સ્મરણુ કરતાં મોહ થાવે ન વિત્તે. ૪૨૩

## આત્મસ્મૃતિ.

આત્માને તો સ્મરણુ કરતાં મોહ આવે ન પાસે,
આત્માને તો સ્મરણુ કરતાં ભોગ તે રોગ ભાસે;
આત્માને તો સ્મરણુ કરતાં ભોગની જાય વૃત્તિ,
આત્માને તો સ્મરણુ કરતાં કામની જાય શક્તિ. ૪૨૪

આત્માને તો સ્મરણુ કરતાં કામવૃત્તિ ન થાવે,
આત્માને તો સ્મરણુ કરતાં મોહ તો ના નચાવે;
આત્માને તો સ્મરણુ કરતાં પૂર્ણ વૈરાગ્ય આવે,
આત્માને તો સ્મરણુ કરતાં કામ્યભાવો ન ભાવે. ૪૨૫

આત્માનું તું સ્મરણુ કરીને ચાલજે ધર્મ વાટે,
આત્માનું તું સ્મરણુ કરીને બેસજે જ્ઞાની હાટે;
આત્માનું તું સ્મરણુ કરીને મુક્તિની પામ ચાવી,
આત્માનું તું સ્મરણુ કરીને મોહને દે હરાવી. ૪૨૬

આત્મારામી સતત થઇને સત્ય વૈરાગ્ય ધારો,
આત્મારામી સતત થઇને આયુ એળે ન હારો;
આત્મારામી સતત થઇને ચેતજે વ્હેતી વાટે,
આત્મારામી સતત થઇજા મુક્તિ છે શીર્ષ સાટે. ૪૨૭

આત્મારામી સતત થઇને ચિત્તને વશ્ય કીજે,
આત્મારામી સતત થઇને ધર્મનો સાર લીજે;
આત્મારામી સતત થઇને ધર્મ ભાવે રહીજે,
આત્મારામી સતત થઇને સામ્યભાવે વહીજે. ૪૨૮
કીધાં કર્મો કદિ નહિ ટળે ભોગવે પાર થાવે,
કીધાં કર્મો પ્રતિદિન ટળે ચિત્ત વૈરાગ્ય પાવે;
કીધાં કર્મો કદિ નહિ ટળે કેમ થાતો પ્રમાદી,
कस्त्वंकोऽहं સ્મરણ કરતાં આવશે સત્યવાદી. ૪૨૯
વૈરાગી થા અનુભવ લહી જૂઠ આ વિશ્વ દેખી,
વૈરાગી થા અનુભવ લહી ભિન્નભાવો ઉવેખી;
વૈરાગી થા અનુભવ લહી સાથ આવે ન કોઇ,
વૈરાગી થા અનુભવ લહી આપને આપ જોઇ. ૪૩૦
જે જે ત્હારૂં મન બહુ ગણે તે થકી દૂર થાતો,
જે જે ત્હારૂં મન બહુ ગણે હોય તેનો ન નાતો;
હાહા હાહા મન બહુ કરી મોહથી તત્ત્વ હાર્યો,
હાહા હાહા મન બહુ કરી ઇશને ત્હેં વિસાર્યો. ૪૩૧
માથાકૂટી જગ બહુ કરે સાર અન્તે ન આવે,
ખાવે પીવે સુખ નહિ ખરૂં શાન્તિ સાચી ન થાવે;

ભૂલાવામાં પડ નહિ જરા લાખચોરાશિમાંહી,
આત્મારામે રમણુ કર તું મુક્તિ તારીજ આંહી. ૪૩૨
જે જે અંશે નિરૂપધિદશા તેજ અંશેજ મુક્તિ,
માની અન્તર્ અનુભવ લહી માન એ સત્ય ઉક્તિ;
ભૂલ્યો ત્યાંથી શુભ ગણુ ફરી પાર આવેજ તેથી,
પૂરીશોધે પ્રભુ ઘટ મળે મુક્તિનો માર્ગ એથી. ૪૩૩
શાસ્ત્રો વાંચી ગુરૂગમવડે સાર અધ્યાત્મ લેજે,
શાસ્ત્રો વાંચી સકલનયનો પૂર્ણ સારાંશ લ્હેજે;
સૂત્રો વાંચી સકલનયથી દેશના સત્ય ક્હેજે,
સાપેક્ષાએ સકલ સમજી આત્મભાવેજ ર્‌હેજે. ૪૩૪
સાપેક્ષાએ સકલનયથી આગમોને વિચારી,
ધારી ધારી અનુભવ ખરો ધર્મનો થા વિહારી;
આત્માનો તું અનુભવ કરી શાન્તિ લેને મઝાની,
સાચેસાચું હૃદય ધરજે વાત પ્યારી પિછાની. ૪૩૫
ભોગી થૈને વિષય વનમાં આથડે કેમ ભોળા,
ભોગી થૈને વિષય વચને માર ના ગપ્પગોળા;
મોહી થૈને જડ ધનવિષે જીવ ના લેશ રાચો,
મોહી થૈને ઘર વપુવિષે રાગથી કેમ માચો. ૪૩૬

પામી વેળા મનુભવતણી ધર્મને ચિત્ત ધારો,
પામી વેળા મનુભવતણી આયુ કાં ફોક હારો;

ચેત.

ચેતોચેતો મનુભવ લહી ધર્મનું સત્ય ટાણું,
ટાણું આવું કદિ નવ મળે કોટિ ખર્ચે નવાણું. ૪૩૭

ટાણું પામી ગુરૂગમ લહી ધર્મમાં વીર થાજે,
ટાણું આવે નહિ નહિ ફરી ભક્તિના કુંડ ન્હાજે;
જો ચેતેતો અવસર ખરો આ ત્હનેરે મળ્યો છે,
મીઠી મીઠી અતિ રસવતી શેલડીથી ગળ્યો છે. ૪૩૮

સૌનો સાક્ષી સકળ જગમાં તું બની આત્મભાવે,
ન્યારો અન્ત જગ બહુ રહી મસ્ત થા ધર્મદાવે;
માર્ગે ત્હારા વહન કરજે કોટિ વિઘ્નો સહીને,
માર્ગે ત્હારા વહન કરજે સામ્યભાવે રહીને. ૪૩૯

આ સંસારે સુખ નહિ જરા કેમ ભૂલો ભમે છે,
આ સંસારે ક્ષણિક વિષયે કેમ દોડી રમે છે;
આ સંસારે ક્ષણિક વિષયો કેમ ચિત્તે ગમે છે,
આ સંસારે જડ ધનવિષે દેહને કાં દમે છે. ૪૩૦

## ક્ષણિકવિષયમાં શું રાચવું?

આ સંસારે ક્ષણિક વિષયે રાચવું દુઃખકારી,
આ સંસારે ક્ષણિક વિષયે મુંઝતાં ક્લેશ ભારી;
આ સંસારે ક્ષણિક વિષયે મુંઝ ના મુંઝભાઈ,
આ સંસારે તનુજ લલના સર્વ જૂઠી સગાઇ. ૪૪૧
જૂઠીકાયા પરભવવિષે સાથ આવે ન ક્યારે,
માયા તેની ક્ષણિક સમજી ચેતતાં શર્મ ભારે;
ચેત્યા ના જે ક્ષણિક જગમાં દુઃખ પામ્યા અપારી,
ચેતી ચેતી હૃદય ઘટમાં ધર્મનો થા વિચારી. ૪૪૨
જાગી જાગી હૃદય ઘટમાં જોઇલે કાર્ય ત્હારૂં,
આત્મારામી સતત બનતાં કાર્ય ધાર્યું થનારૂં;
ગંદીકાયા ક્ષણિક સમજી મુંઝ ના મુંઝ તેમાં,
સાચી શાન્તિ પ્રકટ નહિ છે મુંઝ ના ભાઈ એમાં. ૪૪૩
સામગ્રી આ પુનરપિ નહીં પ્રાપ્ત ક્યારે થવાની,
જુવાની આ ક્ષણિક વહતી જોત જોતાં જવાની;
કાચી કાયા ઘટ સમ અરે વાર જાતાં ન થાતી,
વૃદ્ધાવસ્થા ક્ષણિક તનથી દુઃખરેલે સુહાતી. ૪૪૪
જોતાં ચાલી જગ સહુ જતું કેમ વૈરાગ્ય નાવે,
બંધાયો ક્યાં પરખ મનમાં બંધને કેમ આવે;

બન્ધો સર્વે વિષય વશમાં ચિત્ત થાતાં ઘટે છે,
રાગાભાવે મન પરિણમે બંધ સર્વે મટે છે. ૪૪૫
જેને દેખે સુખકર અરે તેહથી દુઃખ થાતું,
જેને દેખે પ્રિયકર અરે તેહથી બન્ધ ખાતું;
જેને માને મન નિજતણું તે થકી કર્મ નાતું,
આ સંસારે પરભવવિષે ધર્મનું સત્ય ખાતું. ૪૪૬

માતાબાપા પ્રિયજન સખા પુત્રને બ્હેન ભાઈ,
આયુઃઅન્તે પરભવવિષે જાય તે ના સખાઈ;
ન્યારા પંથો સકળ જનના કર્મયોગે બને છે,
સાચું સાચું અનુભવ ખરે શર્મ ત્હારી કને છે. ૪૪૭
આત્મધ્યાને ભવ ભવતણાં બન્ધનો સૌ ટળે છે,
આત્મધ્યાને અનુભવ બળે શર્મ સાચું મળે છે;
શોધી શોધી પરિસહ સહી સત્ય દેખ્યું જણાતું,
આત્મામાં છે પરમ સુખ એ તત્ત્વ સાચું ભણાતું. ૪૪૮
યોગાભ્યાસે ગુરૂગમવડે આત્મશ્રદ્ધા સુહાતી,
ધ્યાનાભ્યાસે અનુભવબળે આત્મનિષ્ઠાજ થાતી;
ધ્યાનાભ્યાસે મનલયવડે સત્ય થાતી સમાધિ,
સામ્યાનન્દે અનુભવ થતો હોય ના આધિવ્યાધિ. ૪૪૯

બોધું છું એ અનુભવ કરી રાખ વિશ્વાસ બોધે,
જ્ઞાનાભ્યાસે સતત વિચરી રાખજે ચિત્ત શોધે;
વૈરાગીને પરમસુખનો માર્ગ એ છે મઝાનો,
ત્યાગીને એ પરમ સુખનો માર્ગ રહેતો ન છાનો. ૪૫૦
અભ્રચ્છાયા ગગન વિજળી મેઘનું ચાપ જેવું,
તેવી કાયા ધન મન ગણી ધર્મમાં ચિત્ત દેવું;
બુઝયા બુઝયા ક્ષણિક પરખી સર્વ સંસાર લીલા,
જ્ઞાનીઓ કૈ પરમ સુખના થઇ ગયા છે રસીલા. ૪૫૧
સત્તા ખત્તા અદ મન ગણી કીર્તિનેજ પ્રતિષ્ઠા,
એને માની હૃદય ઘટમાં ભૂંડનીરેજ વિષ્ઠા;
ત્હારા માર્ગે વહન કર તું જ્ઞાનચારિત્ર યોગે,
મુંઝાતો ના ક્ષણિક જગમાં પૌદ્‌ગલી દેહભોગે. ૪૫૨
સાચી શિક્ષા હૃદયપટમાં કોતરી રાખ ભાવે,
માનેતાને ક્ષણિકવિષયે મુંઝ ના મોહ દાવે;
શ્વાસોચ્છ્વાસે પરમસમયે લક્ષ દે એ પ્રબોધી,
આમાદે તું પડ નહિ જરા તત્ત્વને લેજ શોધી. ૪૫૩
વૈરાગીને પરમરસની વાણીમાં ચિત્ત લાગે,
મ્હારૂં ત્હારૂં ક્ષણિક સમજી ચિત્તમાં એજ જાગે;

# શિષ્યશિક્ષા.

## કવ્વાલિ.

ત્હને ત્હારા અધિકારે, વિચારી કાર્ય જે સોંપ્યું;
તપાસી સર્વ સંયોગો, કર્યા કર કાર્ય ઉપયોગે. ૪૬૩
અહો એ કાર્ય કરવામાં, થશે ફળ શું જરા ના જો;
અદા તવ ફર્જ કરવામાં, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૬૪
બનીને સાક્ષીવત્ સૌમાં, શુભાશુભવૃત્તિથી ન્યારો;
રહીને સ્વાધિકારે તું, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૬૫
થતું શું શું હૃદયમાંહી, તપાસી જો વિવેકે તે;
કથેલા આશયો જાણી, કર્યા કર કાર્ય ઉપયોગે. ૪૬૬
થનારી બાહ્ય કરણીના, ફલોની આશ ત્યાગીને;
ઉદાસીનવૃત્તિને ધારી, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૬૭
સલાહો અન્ય જે આપે, સુણી મનમાં ન ધર શંકા;
જણાવેલું ગુરૂએ જે, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૬૮
જરા પાછો હઠી જા ના, પડે સંકટ ઘણા માથે;
વિજેતા તું થશે પ્રાન્તે, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૬૯
અહો ઉત્સાહકળ બળથી, ઘણી ચીવટ હૃદય ધારી;
ભણાવેલું જણાવેલું, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૭૦

ત્હુને માલિક બતાવે જે, પ્રસંગોપાત્ત જે કરવા;
તથાસ્તુ શબ્દને બોલી, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૭૧
પ્રતિજ્ઞાકાર્ય કરવાની, વદીને નહિ અધીરો થા;
પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને, કર્યા કર કાર્ય ઉપયોગે. ૪૭૨
વદેલા બોલ મુખમાંહી, કદિ ના પેસવા દેવા;
કથ્યું તે પાળવા માટે, કર્યાકર ઉપયોગે. ૪૭૩
થશે કિમ્મત પછીથી બહુ, ત્હુને ત્હારી પ્રવૃત્તિમાં;
જણાશે તે વખત આવે, કર્યા કર કાર્ય ઉપયોગે. ૪૭૪
ઘણો આવેજ કંટાળો, બને એવું ઘણાઓને;
તથાપિ ધૈર્યને ધારી, કર્યા કર કાર્ય ઉપયોગે. ૪૭૫
જગત્‌ના શબ્દ સામું તું, જરા નહિ પેખ પ્રારંભી;
શુભાશુભમાં ધરી સમતા, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૭૬
જગત્ માને ન વા માને, જરા ના રાખજે પરવા;
કરીને યોજના પૂર્વે, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૭૭
કરે લોકો કદી હાંસી, જરા ગણકાર નહિ તેને;
બનીને સર્વથી ન્યારો, કર્યાકર કાર્ય ઉપયોગે. ૪૭૮
રજસ્તમની ત્યજી વૃત્તિ, નિરઞ્જન ભાવમાં રહીને;
ઉપગ્રહ ફર્જ રીતિએ, કર્યા કર કાર્ય ઉપયોગે. ૪૭૯

# શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

( સ્થાપન-જ્ઞાનપંચમી-વિર સંવત ૨૪૩૫. )

જો તમારે તત્વજ્ઞાનના ઉત્તમ સિદ્ધાંતો, સરલ અને પ્રીય શૈલીમાં સમજવા હોય અને પોતાનું હૃદય નિર્મળ બનાવવું હોય, તો મંડળ તરફથી પ્રગટ થયેલઃ-

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા અવશ્ય વાંચો.

મજકુર ગ્રન્થમાળામાં નીચલા ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાંચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો. ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સતસંગ છે. ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખનશૈલી-માધ્યસ્થદૃષ્ટિવાલી હોવાથી, દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે. દરેક ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સંબંધી વિવેચનછે.

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમાં લિન્નતા કરી નાખે છે. દરેક પદોનો સાર વિચારણીય છે. અનેકાન્ત દૃષ્ટિથી, હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રીય તથા પથ્યવાણીથી હરેક જણને ઉત્તમ બનાવી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે.

માત્ર વાંચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે,-કોઇપણ ગ્રન્થપ્રકાશક મંડળ કરતાં-ઓછામાં ઓછી કીમત રાખવાની પહેલ આ મંડળેજ કરી છે-ઓછી કીમત છતાં છપાઇ-કાગળ-બંધાઇ વગેરે કામ સુંદર થાય છે, તદ ઉપરાંત

વધુ પ્રચારાર્થે—પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ, અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને (શીલીકમાં હોય તો) બની શકતી ઓછી કીંમતે આપવામાં આવે છે.

જેઓને પ્રગટ થઈ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, કોઈપણ ગ્રન્થો પોતાના મુરબ્બી કે સ્નેહી અને ઉપગારીઓના સ્મરણાર્થે, પ્રગટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મંડળ સગવડ કરી આપે છે.

**પત્રવ્યવહાર**—મુંબાઈ—ચંપાગલી. વ્યવસ્થાપક—**શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારકમંડળ** જોગ કરવો.

---

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો.

| ગ્રંથાંક. | | પૃષ્ઠ. | રૂ.આ.પા. |
|---|---|---|---|
| ૧ | ક ભજન સંગ્રહ ભાગ ૧ લો. ... | ૨૦૦ | ૦—૮—૦ |
| ૧. | અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. ... ... | ૨૦૬ | ૦—૪—૦ |
| ૨. | ભજનસંગ્રહ ભાગ ૨ જો. ... ... | ૩૩૬ | ૦—૮—૦ |
| ૩. | ભજનસંગ્રહ ભાગ ૩ જો. ... ... | ૨૧૫ | ૦—૮—૦ |
| ૪. | સમાધિ સતકમ્. ... ... ... | ૩૪૦ | ૦—૮—૦ |
| ૫. | અનુભવ પચ્ચિશી. ... ... ... | ૨૪૮ | ૦—૮—૦ |
| ૬. | આત્મપ્રદીપ. ... ... ... ... | ૩૧૫ | ૦—૮—૦ |
| ૭. | ભજનસંગ્રહ ભાગ ૪ થો. ... ... | ૩૦૪ | ૦—૮—૦ |
| ૮. | પરમાત્મદર્શન. ... ... ... ... | ૪૩૨ | ૦-૧૨-૦ |
| ૯. | પરમાત્મજ્યોતિ ... ... ... ... | ૫૦૦ | ૦-૧૨-૦ |

| | | |
|---|---|---|
| ૧૦. તત્ત્વબિંદુ. ... ... ... ... | ૨૩૦ | ૦–૪–૦ |
| ૧૧. ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) ... | ૨૪ | ૦–૧–૦ |
| ૧૨–૧૩. ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા. ... ... ... | ૧૯૦ | ૦–૬–૦ |
| ૧૪. તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી ) | ૫૪ | ૦–૧–૦ |
| ૧૫. અધ્યાત્મ ભજનસંગ્રહ... ... ... | ૧૯૦ | ૦–૬–૦ |
| ૧૬. ગુરૂબોધ.... ... ... ... ... | ૧૭૨ | ૦–૪–૦ |
| ૧૭. તત્ત્વજ્ઞાનદિપીકા... ... ... ... | ૧૨૪ | ૦–૬–૦ |
| ૧૮. ગહુંલીસંગ્રહ. ... ... ... ... | ૧૧૨ | ૦–૩–૦ |
| ૧૯. શ્રાવક ધર્મસ્વરૂપ ભાગ ૧ લો(આવૃત્તિ ત્રીજી.) | ૪૦ | ૦–૧–૦ |
| ૨૦. ,, ,, ભાગ ૨ જો ( આવૃત્તિ ત્રીજી. ) | ૪૦ | ૦–૧–૦ |
| ૨૧. ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠ્ઠો. ... | ૨૦૮ | ૦-૧૨-૦ |
| ૨૨. વચનામૃત. ... ... ... ... | ૩૮૮ | ૦-૧૪-૦ |
| ૨૩. યોગદીપક. ... ... ... ... | ૨૫૮ | ૦-૧૪-૦ |
| ૨૪. જૈન ઐતિહાસીક રાસમાળા. ... ... | ૪૦૮ | ૧–૦–૦ |
| ૨૫. આનન્દઘન પદસંગ્રહ ભાવાર્થસહિત. | ૮૦૮ | ૨–૦–૦ |
| ૨૬. અધ્યાત્મ શાન્તિ (આવૃત્તિ બીજી) ... | ૧૩૨ | ૦–૩–૦ |
| ૨૭. કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. ... ... | ૧૫૬ | ૦–૮–૦ |
| ૨૮. જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦–૨–૦ |
| ૨૯. કુમારપાલ ચરિત્ર (હિંદી) ... ... | ૨૮૭ | ૦–૬–૦ |
| ૩૦. સુખસાગર ગુરૂગીતા. ... ... | | ૦–૪–૦ |
| ૩૧. ષડ્દ્રવ્ય વિચાર. ... ... ... | | ૦–૪–૦ |